શ્રીમંત સરકાર મહારાજા સાહેબ સયાજીરાવ
ગાયકવાડ સેનાખાસખેલ સમશેર
બાહાદુર એમના ઉદાર
આશ્રયથી

# પ્રાચીનકાવ્યમાળા
## ગ્રંથ ૮.

વીરજીકૃત

# કામાવતિની
## કથાદિ.


સંશોધન કરી ટીકા સહિત પ્રસિદ્ધ કરનાર
હરગોવિંદ દ્વારકાદાસ કાંટાવાળા
અને
નાથાશંકર પૂજાશંકર શાસ્ત્રી.
વડોદરા.



સંવત ૧૯૪૬ સન ૧૮૯૦.
કીમત ૧-૦-૦

અમદાવાદ "આર્યોદય"

તથા

વડોદરા "વીરક્ષેત્રમુદ્રાલય" માં છાપ્યું.



**Under the liberal patronage of**

**His Highness Maharaja**

**SAYAJI RAO GAEKWAR**

**Sena Khaskhel Samsher Bahadur**

**Baroda.**

---

# PRACHIN KAVYA MALA.

or

Old Gujarati Poetical Series,

PART VIII.

POET WEERJI'S

KAMAVATI-KATHA &c.

*Published with annotations*

By

Hargovind Dwarkadas Kántávála

and

Nathashankar Pujashankar Shastri.

---

A. D. 1889-90.

Price Re 1-0-0

# પ્રસ્તાવના.

યથાર્થ રાજ્યધર્મ જાણનાર વિવેકી રાજ્યકર્ત્તા પોતાની પ્રજાનું અનેક પ્રકારે કલ્યાણ કરવું એજ ઇશ્વરકૃપાથી પોતાને પ્રાપ્ત થયેલા સર્વોપરિ પદનું સાર્થક થવું માને છે. તે કલ્યાણ કરવાના વિવિધ પ્રકાર છે. વસુંધરા (પૃથિવી) નો જે પ્રદેશ પોતાનો છે તેમાં અન્નફળાદિ ઉત્પન્ન કરવાની શક્તિ છે તેનો, તથા તેમાં ધારણ થયેલ વસ્તુ (ખનિજ ધન રત્નાદિ) ને બહિર્ કઢાવી તેનો, પોતાની પ્રજાની સુખવૃદ્ધિને અર્થે, ઉપયોગ કરે છે, પ્રજાની સુખશાન્તિમાં ભંગ ન થતાં તેનો વધારો થવા અનેક પ્રકારની યોજના કરે છે; નિર્મળ જળાશય, સુગમ માર્ગ, ઔષધાલય આદિથી શરીરની સુખાકારીનાં સાધન નિર્માણ કરેછે; તથા વિદ્યાલય, પુસ્તકાલય, ગ્રંથવૃદ્ધિ, આદિ મનની સુખશાન્તિનાં સાધન આપે છે. ન્યાયથી, નીતિથી, પ્રીતિથી, સમભાવથી, ઉદારતાથી, પ્રજાને સ્વપ્રજા તુલ્ય ગણી પિતાવત્ સર્વનું પાલન તથા હિત કરવું એજ ધર્મ તથા સ્વાર્થ માની અન્વર્થ જે રાજા પ્રજાનું રંજન કરવા પ્રવર્ત્તે છે, તેની પ્રજા સુખી થાય છે, તથા તેના મનોરથ સફળ થઇ, તે અક્ષય કીર્ત્તિને પામે છે. એ આદિ અનુભવસિદ્ધ થયેલા પ્રમાણિક સિદ્ધાન્તો છે.

શ્રીવડોદરા રાજ્યના વિદ્વાન્, શક્તિમાન્ અને પરમ પવિત્ર મહારાજાધિરાજ શ્રીમન્ત સયાજીરાવ ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બાહાદુર એમના પૂર્વોક્ત ઉદાર વિચારો અને સિદ્ધાન્તો પર બહુ ભાવ, તથા તેવા ઉત્તમ વિચારોને આચારમાં આણી પ્રજાનું કલ્યાણ કરવાનો તેમનો મહાન્ પ્રયત્ન, એ સાંપ્રતકાળમાં સર્વ સ્થળે પ્રશંસનીય ગણતાં દૃષ્ટાંતરૂપ થઇ પડયાં છે.

શ્રીમંત મહારાજાધિરાજના એ ઉદાર ભાવથી ઉત્તેજાઇ તા૦ ૮ મે સન ૧૮૮૯ ની એક સ્મરણી તેઓ નામદારની સેવામાં રજુ કરવામાં આવી હતી. તેનો આશય એ હતો કે વડોદરા રાજ્યમાં થઈ ગયેલા ગુર્જર કવિઓના અપ્રસિદ્ધ ગ્રંથો પ્રસિદ્ધિમાં આવે તેવી યોજના રાજ્ય આશ્રયથી થાય તો સારૂં.

પ્રાચીનકાવ્યસંગ્રહ એ નામનાં ગુજરાતી કવિતાનાં પુસ્તક વડોદરા રાજ્યના ડાઇરેક્ટર ઑફ્ વર્નાક્યૂલર ઇન્સ્ટ્રકશન રાવસાહેબ હરગોવિંદદાસ દ્વારકાદાસ તથા વડોદરાનિવાસી શાસ્ત્રી નાથાશંકર પૂજાશંકર એમની તરફથી પ્રસિદ્ધ થવાનો આરંભ થઇ ચૂકેલો હતો, અને તે સારૂ ઘણાં સ્તુતિપાત્ર પ્રયત્નથી હસ્તલિખિત ગ્રંથનો સારો સંગ્રહ તેમણે કર્યો હતો. વડોદરા રાજ્યનું દેશી કેળવણીખાતું મારી દેખરેખ નીચે સુપરત થયા પછી આ સંગ્રહ બાબતમાં મેં તપાસ કરી. તે ઉપરથી જોવામાં આવ્યું કે રત્નાદિ ધનના ભંડાર દટાઇ રહ્યા હોય છે તેમ અનેક વિષયો પર રચેલી કવિતાના ભંડાર દટાઈ પડી રહ્યા હતા, અને તે ભંડારને પ્રજાના ઉપયોગસારૂ બાહ્ય લાવી તે દ્વારા સદ્વિચારને પુષ્ટિ આપવી એ લાભકારક થશે એમ લાગ્યું. આ કવિઓમાં પ્રેમાનંદ, રત્નેશ્વર, વલ્લભ, ભાલણ, દયારામ, હરિભટ્ટ, ભોજોભક્ત, ધીરોભક્ત, ગિરિધર આદિ બહુ પ્રસિદ્ધ અને લોકપ્રિય કવિઓ આવી જાય છે. **રાધાબાઇ** તથા **દીવાળીબાઇ** નામની બે સ્ત્રી કવિઓની કવિતા પણ મળી આવી છે. અને બાપુસાહેબ ગાયકવાડ એ નામના પ્રસિદ્ધ થયેલા ઇશ્વરભક્તની કવિતાનો પણ સારો સંગ્રહ છે. આ સર્વ કવિતા શોધી અને ટીકા સાથે છપાવતાં ત્રણ વર્ષ લાગશે એમ અજમાયશ થઈ છે. એ કામ પૂર્ણ કરવા શ્રીમંત સરકાર મહારાજા સયાજીરાવ ગાયકવાડ એમણે રૂ. ૧૨,૦૦૦) બાર હજારની રકમ મંજુર કરી કીમતી આશ્રય આપ્યો છે અને તેથીજ આ પુસ્તકો પ્રસિદ્ધિમાં આવી શકશે. આ ઉદાર અનુજ્ઞાથી ગુર્જર પ્રજા અને સર્વ ગુર્જરવાસી ઉપર ઉપકાર થયો છે. એમ સર્વ સમજુ જનોને લાગ્યા વિના રહેશે નહિ.

કવિતા વિષે એક ઇંગ્રેજ કવિ લખે છે કે:—

Poetry is itself a thing of God;
He made his prophets poets, and the more
We feel of poesy do we become
Like God in love and power.

BAILEY.

કવિતા સ્વતઃ ઇશ્વરની એક વસ્તુ છે. ઇશ્વરે કવિઓનેજ પોતાના ભવિષ્યદ્વાદી કર્યા છે. અને કવિતાને જેમ આપણે અધિક અનુભવીએ છીએ તેમ આપણે સ્નેહમાં અને શક્તિમાં ઇશ્વર પેઠે થઇએ છીએ.

કવિ વિષે વર્ડ્ઝવર્થ કહે છે કેઃ—

Blessings be with them, and eternal praise,
who gave us nobler loves, and nobler cares,
The Poets, who on earth have made us heirs,
Of truth and pure delight by heavenly lays.

WORDSWORTH.

જેઓએ આપણને શ્રેષ્ઠતર પ્રેમ તથા શ્રેષ્ઠતર ઉત્કંઠા આપ્યાં છે તે કવિઓ ઉપર આશિર્વાદ તથા અનંત પ્રશંસા હો; જેમણે દિવ્ય કાવ્યવડે આ જગત્ ઉપર આપણને સત્યના અને સ્વચ્છ આનંદના ઉત્તરાધિકારી કર્યા છે.

આપણા દેશમાં તો કવિને રવિ સમ ગણી તેની બહુ પ્રકારે પ્રશંસા કરવામાં આવે છે.

સ્વદેશમાંના કોટ, રાજમહાલય, ધર્મશાળાઓ, દેવાલય, જળાશય, વિશ્રામસ્થાન, આદિ કીર્તિસ્તંભ પૂર્વના રાજા કે ધર્માત્મા ગૃહસ્થો કરાવી ગયા હોય છે, તેનો જીર્ણોદ્ધાર કરવો એ મહાપુણ્યનું કાર્ય છે, એમ ધર્મશાસ્ત્રોમાં કહ્યું છે, અને સારા રાજાઓ તેમ કરાવે છે પણ ખરા. અને તેથી સર્વ પ્રજાના સુખભોગમાં વૃદ્ધિ થઈ તેમનો આશિર્વાદ મેળવે છે.

કવિના દ્રવતા અન્તઃકરણમાં ઉત્પન્ન થઇ સહૃદય [illegible] ગમાં
પ્રવેશી ત્યાં વસી સુખાનંદ દેનાર કવિતા તેને ર્ણોદ્ધાર [illegible] ને
પુણ્યપ્રદ છે. બાળકથી વૃદ્ધ—રંકથી શ્રીમા [illegible]
અને સુખને અધિક કરનાર કવિતા એ [illegible]

સાધનનો જીર્ણોદ્ધાર પ્રજાના કલ્યાણસારૂ શ્રીમંત મહારાજાધિરાજ કરાવે છે એ તેમના પ્રજારંજન કરવાના ઉચ્ચ ભાવમાંનું એક સુચિન્હ છે.

વડોદરા રાજ્યમાં થઇ ગયેલા કવિઓની અપ્રસિદ્ધ પ્રાચીન કવિતા સંભાળથી પ્રસિદ્ધિમાં લાવવાના હેતુથી નીચે પ્રમાણે કમિટિ નીમવામાં આવી છે.

## પ્રમુખ.

દિવાન બાહાદુર મણિભાઈ જશભાઈ.

## મેમ્બરો.

રાવબાહાદુર અંબાલાલ સાકરલાલ. એમ. એ. એલ. એલ. બી.
ખાનબાહાદુર જમશેદજી અરદેશર દલાલ. એમ. એ. એલ. એલ. બી.
રાવસાહેબ પીતાંબરભાઇ જેઠાભાઇ.
રાવસાહેબ હરગોવિંદદાસ દ્વારકાદાસ.

દરેક ગ્રંથની બનતા સુધી અનેક પ્રતો મેળવી તેને શોધી અને ટીકા ર્દાર્થ આપી વિશેષ ઉપયોગી કરવી વગેરે સર્વ કામ રાવસાહેબ હરગોવિંદ- ની સંભાળ નીચે શાસ્ત્રી નાથાશંકર પૂજાશંકર તથા કવિ છોટાલાલ ભેરામ આદિ લાયક માણસનાથી ચલાવવામાં આવ્યું છે. પુસ્તકો સંબં- સર્વ વ્યવસ્થા અને જવાબદારી આ કમિટિ તરફ છે. કમિટિમાંથી કોઇનું ગી હિત કે સ્વાર્થ આ સંબંધમાં ન છતાં માત્ર લોકહિતાર્થ કામ જાણી ટિએ આ કામ માથે લીધું છે.

વડોદરા રાજ્ય નિવાસી કવિઓની કવિતા ઉપરાંત ગૂજરાતના બીજા દ્ધ કવિઓની અપ્રસિદ્ધ કવિતાનો ઘણો જથો રાવસાહેબ હરગોવિંદદાસ શાસ્ત્રી નાથાશંકરની પ્રશંસનીય શોધથી એકઠો થયેલો છે, અને વધારે એકઠો કરવા પ્રયત્ન કમિટિ તરફથી જારી રાખવો એમ ધારણા છે. વીં કવિતા પણ પ્રસિદ્ધિમાં લાવવા યોજના તૈયાર થાય છે, અને તે ઉઘ- ફળ થવા ઇશ્વર પાસે પ્રાર્થના છે.

આશા છે કે આ પ્રાચીન ગુર્જર કવિઓની સુંદર તથા બોધક કવિતાથી વાંચનારનું જ્ઞાન તથા સદ્‌ગુણ, રસજ્ઞતા, રુચિ, રસિકતા, સહૃદયતાદિ ઉચ્ચ પ્રકારનાં થઈ વૃદ્ધિ પામશે, અને ગુર્જરવાસી અન્ય સમર્થ કવિઓની કવિતાની પણ તીવ્ર યાચના થઈ પ્રકટ થશે.

આ પ્રાચીન કાવ્યમાળાને, કચ્છ, કાઠિયાવાડ અને ગૂજરાતના રાજાકર્તાઓ તરફથી તથા બીજા ઘણા સદ્‌ગૃહસ્થો તરફથી ઉદાર આશ્રય મળ્યો છે, તેમાટે તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે.

વડોદરા.<br>
સંવત્ ૧૯૪૬ ના વૈશાખ<br>
સુદી ૧, તા૦ ૨૦ એપ્રિલ સન<br>
૧૮૯૦, રવિવાર.

મણિભાઈ જશભાઈ.

સાધનનો જીર્ણોદ્ધાર પ્રજાના કલ્યાણસારૂ શ્રીમંત મહારાજાધિરાજ કરાવે છે એ તેમના પ્રજારંજન કરવાના ઉચ્ચ ભાવમાંનું એક સુચિન્હ છે.

વડોદરા રાજ્યમાં થઇ ગયેલા કવિઓની અપ્રસિદ્ધ પ્રાચીન કવિતા સંભાળથી પ્રસિદ્ધિમાં લાવવાના હેતુથી નીચે પ્રમાણે કમિટિ નીમવામાં આવી છે.

## પ્રમુખ.

દિવાન બાહાદુર મણિભાઈ જશભાઈ.

## મેમ્બરો.

રાવબાહાદુર અંબાલાલ સાકરલાલ. એમ. એ. એલ. એલ. બી.
ખાનબાહાદુર જમશેદજી અરદેશર દલાલ. એમ. એ. એલ. એલ. બી.
રાવસાહેબ પીતાંબરભાઇ જેઠાભાઇ.
રાવસાહેબ હરગોવિંદદાસ દારકાદાસ.

દરેક ગ્રંથની બનતા સુધી અનેક પ્રતો મેળવી તેને શોધી અને ટીકા શબ્દાર્થ આપી વિશેષ ઉપયોગી કરવી વગેરે સર્વ કામ રાવસાહેબ હરગોવિંદદાસની સંભાળ નીચે શાસ્ત્રી નાથાશંકર પૂજાશંકર તથા કવિ છોટાલાલ નરભેરામ આદિ લાયક માણસનાથી ચલાવવામાં આવ્યું છે. પુસ્તકો સંબંધી સર્વ વ્યવસ્થા અને જવાબદારી આ કમિટિ તરફ છે. કમિટિમાંથી કોઇનું ખાનગી હિત કે સ્વાર્થ આ સંબંધમાં ન છતાં માત્ર લોકહિતાર્થે કામ જાણી કમિટિએ આ કામ માથે લીધું છે.

વડોદરા રાજ્ય નિવાસી કવિઓની કવિતા ઉપરાંત ગૂજરાતના બીજા પ્રસિદ્ધ કવિઓની અપ્રસિદ્ધ કવિતાનો ઘણો જથો રાવસાહેબ હરગોવિંદદાસ તથા શાસ્ત્રી નાથાશંકરની પ્રશંસનીય શોધથી એકઠો થયેલો છે, અને વધારે જથો એકઠો કરવા પ્રયત્ન કમિટિ તરફથી જારી રાખવો એમ ધારણા છે. આ સર્વ કવિતા પણ પ્રસિદ્ધિમાં લાવવા યોજના તૈયાર થાય છે, અને તે ઉદ્યમ સફળ થવા ઈશ્વર પાસે પ્રાર્થના છે.

આશા છે કે આ પ્રાચીન ગુર્જર કવિઓની સુંદર તથા બોધક કવિતાથી વાંચનારનું જ્ઞાન તથા સદ્ગુણ, રસજ્ઞતા, રૂચિ, રસિકતા, સહૃદયતાદિ ઉચ્ચ પ્રકારનાં થઈ વૃદ્ધિ પામશે, અને ગુર્જરવાસી અન્ય સમર્થ કવિઓની કવિતાની પણ તીવ્ર યાચના થઈ પ્રકટ થશે.

આ પ્રાચીન કાવ્યમાળાને, કચ્છ, કાઠિયાવાડ અને ગૂજરાતના રાજ્યકર્ત્તાઓ તરફથી તથા બીજા ઘણા સદ્ગૃહસ્થો તરફથી ઉદાર આશ્રય મળ્યો છે, તેમાટે તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે.

વડોદરા.
સંવત્ ૧૯૪૬ ના વૈશાખ
સુદી ૧, તા૦ ૨૦ એપ્રિલ સન
૧૮૯૦, રવિવાર.

મણિભાઈ જશભાઈ.

# વીરજીનું ચરિત્ર.

મહાકવિ પ્રેમાનંદના ઘણા શિષ્યોમાંનો એક શિષ્ય વીરજી નામે કવિ હતો. તાપી નદીના કાંઠા ઉપરના બરહાનપુરામાં એનો જન્મ થયો હતો. એ જાતે ચાતુરવેદી મોઢ હતો. અરાઢમા સૈકાના આરંભમાં કે સત્તરમા સૈકાની આખેરીએ તેનો જન્મ થયો હોય એમ જણાય છે. કેમકે સંવત્ ૧૭૨૦ ની પેહેલાં તે પોતાના બાપની સાથે વડોદરે આવ્યો હતો તથા ત્યાં પ્રેમાનંદની કીર્ત્તિ સાંભળીને તેમની પાસે શ્રીમદ્ભાગવત અને કાવ્યગ્રંથો શીખવા તે રહ્યો હતો. કવિના સહવાસથી વીરજીને જણાયું કે તેમને ગૂજરાતી કવિતા ઉપર ઘણો આદર છે તથા જે કોઈ ગૂજરાતી કવિતા કરે તે તેમને ઘણો પ્રિય લાગેછે, ત્યારે પોતે પણ ગૂજરાતી કવિતા કરવા માંડી. એ અભ્યાસી દશામાં એકાદ બેવાર છૂટક કવિતાઓ કરીને પ્રેમાનંદને તેણે બતાવી હશે જે જોઇને થતા કવિને ઉત્તેજન આપવા દાખલ તેણે વખાણી પણ હશે. આ ઉપરથી વીરજી કવિ-કવિતા કરવાને ઉત્તેજાયો અને કલ્પિત વાર્તાના ગ્રંથો લખવા માંડયા.

વડોદરામાં તે બુરાનપુરા જીલ્લામાં રહેતો હતો. ત્યાં તેણે ઘર રાખ્યું હતું. ઘણા દિવસના સહવાસથી તેને વડોદરૂં છોડી જવું ગમતું નહોતું તેથી કાર્ય પ્રસંગે તે પોતાને વતન જતો પણ ઘણોખરો તે વડોદરામાં રહેતો. બરહાનપુરમાં કવિ નહિ તેથી વીરજી જ્યારે ત્યાં જતો ત્યારે તેનાં અસાધારણ વખાણ થતાં. અને તેથી તે પોતાનાં કરેલાં કાવ્યોની બરહાનપુરમાં કથા કરતો. પ્રેમાનંદની અને તેના શિષ્યમંડળની વાત કોઈ કોઈ ઘરડા વ્યાસજીઓ કહે છે તેમાં કાંઈક અતિશયોક્તિ અને કાંઈક કથાંતર થએલું જણાય છે તથાપિ મૂળ મુદ્દે તજવીજ કરતાં વાત સત્ય હોય છે. તેજ લોકો વીરજી માટે કહે છે કે એ કવિ બડો પતરાજી ખોર, ફૂલણજી, દંભી અને માની હતો. તે ક્રોધી પણ હતો. એના એવા ગુણો વિષે માનવા લાયક પુરાવો બીજી રીતેં મળી શકતો નથી તથાપિ એ પોતાને મહાકવિ અથવા રસાલંકાર વર્ણવવામાં નિષ્ણાત માનતો હશે એમ તેના ગ્રંથો ઉપરથી જણાય છે. પોતાના ગ્રંથોમાં તે લખે છે કે “અમે શૃંગાર, વીર, કરુણા, આદિક રસ

વર્ણવીશું, નવે રસ વર્ણવીશું, ઈ૦ ” પણ ગ્રંથમાં તેટલુંબધું હોતું નથી. આ ઉપરથી એમ પણ અનુમાન થઇ શકે કે કદાચ તે કવિ રસાદિકનાં નામ અને લક્ષણ જાણીને રસને ઓળખનારો રસજ્ઞ હશે તથાપિ ગ્રંથોમાં તેની યોજના કેમ કરવી તેમાં તે ભૂલ ખાતો હશે.

પ્રેમાનંદે જ્યારે ગૂજરાતી સાહિત્ય વધારવાની યોજના કરી પોતાના શિષ્યોને જૂદા જૂદા પ્રકારની કવિતા કરવાની આજ્ઞા કરી ત્યારે વીરજીએ પોતે સામળના જેવી કવિતા કરી તેને છક્કડ મારવાનું માથે રાખ્યું હતું, પણ પ્રેમાનંદ-પુત્ર વલ્લભ કવિ કહેછે તેમ તેમાં તે પોતેજ સજ્જડ છક્કડ ખાઈ ગયો હતો. સામળ જેવી કવિતા વીરજીથી બની નહિ અથવા વલ્લભ વગેરે તેના સહપાઠી કવિઓની સભાએ તેને પાસ કરી નહિ તેથી વીરજી લજવાયો અને પોતાની કવિતાની તુલના મહાકવિ પ્રેમાનંદ ગુરૂ પાસે કરાવવાનો નિશ્ચય કર્યો. પ્રેમાનંદે પણ તેને વખાણી નહિ ત્યારે તેણે કામાવતીની વાર્તા લખી. પણ વલ્લભ વગેરેએ તેને પસંદ કરી નહિ, જેથી તેણે તે યત્ન છોડી દીધો.

કહે છે કે વીરજીનો રાગ ઘણો સારો હતો તેથી પ્રેમાનંદ પોતાની કરેલી કવિતાઓ પ્રસંગોપાત વાંચવાને વીરજીને સાથે રાખતા. એવા અભ્યાસથીજ વીરજીએ કવિત્વ મેળવ્યું હશે એમ લાગે છે. કેમકે. કવિઓના સહવાસથી અને તેના ગ્રંથો વાંચવાથી કવિતાની રૂચિ ઉત્પન્ન થઈ અભ્યાસ વધે છે અને કવિતા રચવાનો પણ શોખ થાય છે. વીરજી કવિ કોઈ છંદ કે રાગ ગાવા બેસે અને ગાય તેમાં જો કોઈ તેનાં વખાણ કરે તો તે પ્રોત્સાહિત થતો અને વધારે ઉલ્લાસથી ગાતો; કદાચ પદ્યનો રાગ ન બેસે તો પણ તે બેસાડવાનો યત્ન કરતો. અને જો તે પ્રસંગે પ્રેમાનંદ પાસે હોય તો તેની કેટલીક મજાક કરી પછી તેને શીખામણ દેતા. વીરજી તાત્કાલિક લાગણીવાળો હોવાથી કોઈ શીખામણ દે તેથી તેને લાગતું તો ઘણું, પણ ભૂલકણો હોવાથી પાછો ઘડી પછી ભૂલી જતો.

વીરજીએ પ્રેમાનંદનો સમાગમ થયા પછી ઘણા ગ્રંથ કર્યા છે. અમને જે મળી આવ્યા છે તેનાં નામ આ પ્રમાણે છે.

| | |
|---|---|
| કામાવતીની કથા. | સુરેખાહરણ. |
| બલિરાજાનું આખ્યાન. | દશ અવતાર. |
| કાકુરાજ કથા. | વ્યાસકથા. |

વીરજી પોતાના ગામમાં જમીનદાર હતો તેથી તેને પૈસા કમાવાની બહુ દરકાર નહોતી, પરંતુ વડોદરામાં તે ભાગવતાદિની કથા કરીને નિર્વાહ કરતો અને કોઈ વાર મિજલસમાં પોતાની બનાવેલી કવિતા વાંચી પ્રશંસા સાંભળીનેજ ખુશી થતો હતો. પ્રેમાનંદના મરણ વખતે એ વડોદરામાં હતો.

વીરજી સંબંધી જે હકીકત મળી શકી છે તે આ છે. એના ગ્રંથો ઉપરથી કે બીજી રીતથી એના જન્મમરણની સાલ કે એના માતપિતાનાં નામ પણ મળી શકતાં નથી. એણે પોતે બાલ્યવય કેવી રીતે કાઢયું, અભ્યાસ કેવી રીતે કર્યો, પાછલી જીંદગી કેમ ગુજારી તેને સંતાન શાં હતાં, કેવી સ્થિતિમાં હતાં, વગેરે ચરિત્રને લગતી હકીકતની કાંઈ નોંધ ન હોવાથી અથવા તેના સગાવાહાલામાંથી પણ અહીં કોઈ ન હોવાથી કર્ણાકર્ણી પુરાણા વ્યાસજીઓએ સાંભળેલી વાતોમાંથી જે સંભવિત લાગી તે અહીં દાખલ કરી છે.

ચરિત, કાદમ્બરી, વગેરે છે અને અંગ્રેજી વગેરે બીજી ભાષાઓમાં પણ અનેક વાર્તાગ્રંથો છે જેનાથી ઘણાખરા વિદ્વાન જાણીતા છે. તે પ્રમાણે ગૂજરાતના જૂના ગ્રંથકારોએ કોઈ વાર્તાગ્રંથ ગદ્યમાં લખ્યો જાણ્યામાં નથી પણ સામળભટ્ટે અનેક વાર્તાના ગ્રંથો કવિતામાં લખીને નામ મેળવ્યું છે. સામળના વાર્તાગ્રંથોમાં ઉપક્રમ અને ઉપસંહાર ભિન્ન પડતા નથી કે અસંભાવિત ઘટના જોવામાં આવતી નથી. જ્યાં અસંભવ જેવું વર્ણ્યું છે ત્યાં મંત્રાદિ પ્રભાવને આગળ કરીને તેનો એવો છાંકપિછોડો કર્યો છે કે તે સઘળું જીજ્ઞાસાના વેહેળામાં તણાતા શ્રોતાઓને સુઘટિત લાગે છે, અને તેથી તેના વાર્તારચનને દોષ મળતો નથી.

જો સારો કવિ હોય તો સ્વતઃકલ્પી કાઢેલી વાર્તામાં ક્વચિતજ ભૂલેછે, પણ જ્યારે વાર્તાની કલ્પના બીજા કોઈની ઉછીની લેવી ધારી હોય અથવા પોતે કલ્પિત તો કાંઇ નજ કરવું પણ પુરાતન કવિઓ જે કરી ગયા છે તેમાંથીજ વિષય લેઇને પુસ્તક રચવું, એવો જેનો સંકલ્પ હોય તેને જ્યારે જૂદી જૂદી વાર્તાઓનો સમ્બન્ધ મેળવવો હોય ત્યારે કદાપિ તેમાં તે સ્ખલિત

૧. કામાવતીની વાર્તા એમજ રચાઇ છે. એટલે કવિ કહેછે કે તે પદ્મપુરાણમાંથી, અને દશકુમારચરિતમાંથી લીધી છે. પણ તેમાં આશ્ચર્ય જેવું એ લાગેછે કે એ જૂદા જૂદા ગ્રંથોની વાર્તાઓનો સમ્બન્ધ કવિએ એવી સારી રીતે મેળવ્યો છે કે તે જૂદી જૂદી વાર્તાઓ મેળવેલી છે એમ કોઇ ભાગ્યેજ ધારી શકે ! વીરજી કવિને આ કામ માટે સાબાશી આપવી ઘટે છે. એમ છતાં તેમાં એક પ્રકારનો દોષ કોઈક જગાએ જોવામાં આવે છે. તે એ કે તેમાં યોજેલાં પાત્રની યોગ્યતા કોઇક કોઈક ઠામે જળવાઈ નથી. જેમ કામાવતીને પરણનાર વણિક પાંચ લાખની ચાદર વેચવા બજારમાં ઉભો રહે છે, ઘેર આવીને તે પાડોશીઓને પૂછીને કામાવતીને ગયેલી જાણી વગર તપાસ કર્યે ઘેલો થઇ જાય છે અને સારંગી લેઇ તેજ ગામમાં ભીખ માગે છે, ચતુર

વીજ કરતો નથી પણ મનમાં ને મનમાં અમુઝાયા કરે છે અને છેવટે કામાવતીના પૂછવાથી તે કહે છે ત્યારે કામાવતીજ યુક્તિથી તેનાં માતપિતાને મેળવી આપે છે, વગેરે. એમ છતાં પણ જો કામાવતીના પતિને ઓછી સમજનો પણ દૃઢ પ્રેમી ગણીએ, તો કેટલેક અંશે આ પાત્રવર્ણના ઘટે પણ છે. સંસ્કૃત વાર્તાગ્રંથોમાં પૂર્વજન્મની અને પરજન્મની ઘણી વાતો છે અને તેનું અનુકરણ ગૂજરાતીમાં થયું છે, જો કે હમણાના વિચાર પ્રમાણે એવું વાર્તારચન ઠીક લાગતું નથી. કવિ જે વખતમાં થયો છે તે વખતના લોકોની ધર્મશ્રદ્ધા અને પૂર્વજન્મની સ્મૃતિ હોવી સંભવી શકે છે એવું જે જાણતા હશે તેમને તો આ વાર્તારચનમાં કાંઇ અસ્વાભાવિક લાગશે નહિ.

વાર્તાનો વિષય તો ગ્રંથ વાંચવાથી જણાય એમ છે એટલે તેનું પિષ્ટપેષણ કરતા નથી. ગ્રંથમાં મુખ્ય નાયિકા ક્ષત્રિયપુત્રી કામાવતી છે, જે એક જન્મે સુશીલ અને ભક્તિમાન્ રાજપુત્રી હતી, બીજે જન્મે પોપટી અને ત્રીજે જન્મે કામાવતી નામે પ્રથમ ઉગ્ર સ્વભાવની નરહત્યારી અને પછી પતિ પ્રતિ પ્રેમવાળી, ચતુર, બાહાદુર અને ધીરજવાળી સાધ્વી હતી. કામાવતીને તેનો ઇચ્છિત પતિ મળવામાં કવિ પ્રથમ ચમત્કારિક વિઘ્ન નાખે છે અને પછી તેનો પરિહાર પણ ચમત્કારિક રીતેજ કરેછે એમાં કવિનું ઉત્તમ ચાતુર્ય છે. કામાવતીના પેહેલા ભવમાં જ્યારે તે, અમુક બ્રાહ્મણ પોતાનો ભાઈ થાય એવી ઇચ્છાથી દેહોત્સર્ગ કરે છે ત્યારે તે બ્રાહ્મણ તેને પત્ની કરવાની ઇચ્છાથી દેહ ત્યાગ કરે છે. બન્નેના મનોરથ કેમ ફળશે એ વિષે શ્રોતાને મોટો સંશય ઉપજે છે પણ તેમની તાજુબી વચ્ચે કવિ પ્રકટ કરે છે તે તિર્યક્ જાતિમાં પોપટ-પોપટી જન્મ્યાં. એ પક્ષી ભાઇબેન અને સ્ત્રીપુરૂષ પણ હતાં. ત્રીજે જન્મે કામાવતી નર માત્રને મારનારી થાય છે અને તેનો સ્વામી કોઇ વાણીઆને ત્યાં જન્મે છે. કામાવતી પોતાના પતિને કેમ પ્રાપ્ત થશે એનો કાંઇ સંભવ દેખાતો નથી અને પછી જ્યારે બીજો કોઈ રાજા પ્રધાન મારફતે તેને લગ્ન કરવાને તેડાવે છે અને કામાવતી જાય છે ત્યારે તો શ્રોતાને એમજ લાગે છે કે હવે તેનો પૂર્વ પતિ કામાવતીને નહિજ મળે. પણ અહીં કવિ એકમ પડદો ખસેડી લે છે અને રાજા કામાવતીનો વગર પરણ્યેજ ત્યાગ કરે છે તથા એક મોટો વેપારી શેઠ તેને ખરીદી લે છે. આ શેઠ તે તેનો પૂર્વનો પતિ છે। પતિ સાથે રહેતાં કામાવતીને તેનાથી વિયોગ થાય છે તથા જૂદી જૂદી મુશ્કેલીઓમાંથી બચીને છેવટે રાજ્ય પામે છે, પતિને નામે સ્ત્રીઓ

પરણે છે અને સ્વામીને રાજ્યગાદીએ બેસાડે છે, એ વર્ણન બહુધા સાધારણ છે. એકંદરે વાર્તા આનંદ આપે એવી છે.

વાર્તા જોતાં આપણને જણાય છે કે કવિએ જેટલો શ્રમ વાર્તામાં વિસ્મય ઉપજાવવા તરફ કર્યો છે તેટલો શ્રમ પ્રધાન અને ગૌણ રસોનું પોષણ કરવા તરફ કર્યો હોત તો આ વાર્તા આથી પણ વધારે ચિત્તાકર્ષક થઈ હોત. પણ આ વાર્તાની કેમ ઉત્પત્તિ થઇ તે સાંભળવાથી એ સંશય કાંઈક અંશે દૂર થશે. કવિના ગુરૂ પ્રેમાનંદના વખતમાં શામળ અને પ્રેમાનંદના શિષ્યો વચ્ચે કવિતા બાબતની હરિફાઇનો વાદ ચાલતો હતો. વીરજીએ પ્રતિજ્ઞા કરી હતી કે મારે શામળના જેવો વાર્તાગ્રંથ લખવો. આ કારણથી લોકને આશ્ચર્ય ઉપજાવે એવી વાર્તા માત્ર તેણે લખી છે અને બીજી ત્રીજી બાબતની દરકાર રાખી જણાતી નથી, એમ છતાં પણ રસજ્ઞ વાંચનારને જણાશે કે આ ગ્રંથમાં અદ્ભુત રસ પ્રધાન છે તથા રૌદ્રરસ, દેવવિષયા રતિ, શ્રવણ પૂર્વરાગ વિપ્રલંભશૃંગાર, વત્સલ વગેરે રસો ગુણીભૂત છે. માત્ર અદ્ભુત સંજોગોથી અદ્ભુત ઉત્પન્ન કર્યો છે પણ તેનું પરિપોષણ કર્યું નથી તેથી તે રસ સંપૂર્ણપણે જામેલો જણાતો નથી. જો કવિએ ધાર્યું હોત તો આજ ગ્રંથમાં તે વિપ્રલંભ અને સંભોગ શૃંગાર, કરૂણ, વત્સલ, રૌદ્ર, બીભત્સ, વગેરે રસ વર્ણી શકત; કેમકે તેવા તેવા પ્રસંગ અહીં ચીતરાયા છે—રૂપરેખાઓ દોરી છે, રંગ જોઇએ તેવો પૂર્યો નથી.

બીજો ગ્રંથ બલિરાજાનું આખ્યાન છે. પુરાણોમાંથી આ વિષય લીધો છે એ તો સ્પષ્ટ છે. પ્રથમ બલિરાજાની ઉત્પત્તિ, તેના પિતાની ન્યાય બુદ્ધિનું દૃષ્ટાંત, અને પછી બલિના યજ્ઞોનું વિધાન વર્ણ્યું છે. બલિ સો અશ્વમેધ યજ્ઞ કરે તો ઈંદ્ર થાય એ ભયથી ઈંદ્રે તે પૂરા ન થવા દેવાને વિષ્ણુની પ્રાર્થના કરવા ઉપરથી વિષ્ણુએ કશ્યપ મુનિને ત્યાં અવતાર લેઈ વામન બ્રહ્મચારીરૂપે બલિના યજ્ઞમાં જઈ તેની પાસે દાનસંકલ્પ કરાવી છળથી તેનું ત્રણે લોકનું રાજ્ય જીતી લીધું અને તેને પાતાળમાં મોકલ્યો. આ વગેરે કથા વર્ણવી છે. દાનવીર વર્ણનાનો આ વિષય છે. અને કવિએ તે વર્ણવવાને બનતો યત્ન કર્યો છે. બલિરાજાના ઉત્સાહ સ્થાયિભાવને ઈંદ્રપદ પ્રાપ્તિ વગેરે આલંબન અને વામનની ધર્મશીલતા આદિ ઉદ્દીપનથી દાનવીર રૂપે શ્રોતાના અનુભવમાં આણ્યો છે.

"દશાવતાર" એ ત્રીજું આખ્યાન આ ગ્રંથમાં છે. મત્સ્ય, કચ્છ,

વારાહ, નૃસિંહ, વામન, પરશુરામ, રામ, કૃષ્ણ, બુદ્ધ અને કલ્કી, એ દશાવતાર સઘળે પ્રસિદ્ધ છે. પરંતુ ભાગવતમાં કપિલ, ઋષભ, દત્તાત્રેય, વ્યાસ, વગેરે બીજા અવતાર ઉમેરીને ચોવીશ અવતાર વર્ણ્યા છે. કવિએ પ્રથમ બતાવેલામાંથી મત્સ્ય, કચ્છ, વામન, બુદ્ધ અને કલ્કી એ પાંચ બાદ કરી તેને ઠામે કપિલ, ઋષભ, મોહની, દત્તાત્રેય અને વ્યાસ એ અવતાર લખીને દશ અવતાર વર્ણ્યા છે. ભાગવતાદિ પુરાણોમાં વર્ણેલા અવતારોમાંથી કયા મુખ્ય ગણવા એ જો કવિની ઈચ્છા ઉપર છે તો પછી કવિ ગમે તે દશાવતાર વર્ણી શકે. દશાવતારમાં વિષ્ણુનાં જૂદાં જૂદાં પરાક્રમ સારી રીતે વર્ણ્યા છે. દેવવિષયારતિ નામનો ભાવ એ સઘળામાં મુખ્યપણે વર્ણાયો છે.

એ રીતે કામાવતીની કથા, બલિરાજાનું આખ્યાન અને દશાવતાર એ ત્રણ વિષયો કવિએ કવિતામાં વર્ણ્યા છે. પેહેલા ગ્રંથમાં દેશીઓની સાથે કોઈ કોઈ ઠેકાણે દોહરા, ચોપાઇ પણ લખ્યા છે. આ જૂના કવિના એ ગ્રંથની પ્રતો એક પછી એક એમ ઘણા હાથે ઉતરી હશે એમ જણાય છે, કેમકે કવિતાના માપમાં કોઈ કોઈ જગાએ માત્રાઓ વધી જાયછે અને પદ સંખ્યા મળતી નથી આવતી. કવિએ કડવાને અંતે કડીઓની સંખ્યા ઘણીક જગોએ આપી છે, પણ લેખકોએ એક કડવાની કડીઓ બીજા કડવામાં લેઇ લીધી હશે કે કેમ ! તેથી કેટલીક જગોએ તે મળતી નથી; જો કે વાર્તાનો સંબંધ તૂટતો નથી તેથી વચમાંથી કાંઇ ગયું નથી એમ જણાય છે તથા ભાષાશૈલીમાં ફેર પડતો નથી અને જોઈએ તે કરતાં વધારે નથી માટે કોઇએ ઉમેરો કરેલો પણ માલમ પડતો નથી. બીજાં બે આખ્યાનો તો દેશીબદ્ધજ રચેલાં છે. ભાષા પ્રેમાનંદના વખતની હોવાથી કાનને અપરિચિત લાગતી નથી.

॥ श्रीजगदीश्वरायनमः ॥

वीरजीकृत

# कामावतीनी

# कथा.

## કડવું ૧ લું.

### રાગ કેદારો.

જય જય જય પારવતી નંદન, વંદન સુર તેત્રીશ;
એક દંત ઉજ્વલ મુખ જેને, (તેને) પ્રથમ નામું શીશ. ૧

હસ્તકમળની માંહે ફરશી, ભુજા ચાર ત્યાં સો'ય;
લક્ષ લાભનો સ્વામી દીઠે, વિશ્વતણું મન મો'ય. ૨

સિંદૂરે શોભિતા રંગ રાતા, ઉર સેવંત્રાં હાર;
ચરણકમલ ચાલંતાં વાજે, ઘૂઘરીના ઘમકાર. ૩

ગજવદન મોદક અતિ વલ્લભ, મૂષકતણું વાહન;
તેત્રીશક્રોડ સદા ઇચ્છે છે, જેહતણું દરશાન. ૪

---

૨ લક્ષ ઇ૦-લક્ષ અને લાભ એ બે ગણપતિના પુત્ર કહેવાય છે. અહીં ગણપતિને તેનો સ્વામી લખ્યો છે, તેનો અર્થ એમ સમજવો કે લક્ષ લાભનો નેયંતા. ૩ સેવંત્રાં-સેવર્ધન સોપારી.

તેહતણા પદપંકજ વંદી, માગું અવિચળ વાણી;
સેવકને મુખ સૂધો અક્ષર, આપે તું બ્રહ્માણી. ૫

તેં જુગ જાયો વિશ્વ નિપાવે, ભાંજણ ઘડણાં પ્રસિદ્ધ;
તારી કૃપા હોય જેહ ઉપર, તે પામે નવનિધ. ૬

તેમાટે તું બાળક જાણી, કરજે અંબા સાર;
વિપ્ર વીરજી ચરણે લાગ્યો, શ્રીફળશુ નમસ્કાર. ૭

બેઉ કર જોડી કરૂં વિનતિ, મસ્તક મૂકો પાણિ;
જ્યાં જ્યાં જેવો અર્થ ઘટે ત્યાં, અક્ષર જડતો આણી. ૮

કામાવતીની કથા અનુપમ, કહેવા છે મુજ મન;
પ્રેમ ધરીને સાંભળે તે, શ્રોતા થાય પ્રસન્ન. ૯

સાંભળતાં સુખ ઉપજે, ને થાય મન ઉલ્લાસ;
જેમ વાડીમાં ભાતભાતનો, પરિમલ ખૂબ પ્રકાશ. ૧૦

જેમ વાયુ સુગંધનો, દેખતાં અટકે મન;
તેવો કથાતણો રસ પોખું, સુણજો શ્રોતા જન. ૧૧

---

૫ બ્રહ્માણી–સરસ્વતી. સરસ્વતીને કોઈ બ્રહ્માની પુત્રી કહેછે અને કોઈ પત્ની કહે છે. અહીં પત્ની માનીને કવિએ લખ્યું છે.

૬ તેં ઇ૦–તેં જુગ (જગતમાં) જાયો (ઉત્પન્ન કરેલો) બ્રહ્મા વિશ્વને નિપાવે છે અને તેનું કર્મ ભાંજણ (ભાગવું—જગતનો પ્રલય) અને ઘડણાં (ઘડવું–જગતની ઉત્પત્તિ) એ પ્રસિદ્ધ છે. (અંબિકા અથવા આદ્યશકિતની એ સ્તુતિ છે.) નવનિધ–નવ પ્રકારનાપદ્મ વગેરે નિધિ.

૭ સાર–સહાય. શ્રીફળશુ—નાળિયેર સહિત. ૮ પાણિ– હાથ. જડતો–બંધ બેસતો. ૧૦ પરિમલ–સુગંધ. પ્રકાશ–પ્રકટ (થાય છે). ૧૧ સુગંધનો–સુગંધ યુક્ત. પોખું–પોષણ કરું–રસ જમાવું.

તેમાટે મુજ કરૂણા આણી, થાઓ માત કૃપાળ;
સેવકને મન શુદ્ધ વાણી, આપો પરમ રસાળ. ૧૨
હર્ષ શોક વિયોગ વર્ણવું, અર્થ આગળ સંજોગ;
વીરરસ વૈરાગ્ય વર્ણવું, નાના વિધના ભોગ ૧૩
રૂપ રાગ શણગાર વર્ણવું, કલા કાંતિ ગુણ જેહ;
વિધ વિધ ભાતે કહી શ્રોતાને, ભાગું સર્વ સંદેહ. ૧૪
વર્ણન ત્યાં વારૂ થાશે ગુણ, વર્ણ ત્યાં કહેવાશે;
એક મને સાંભળતાં આગળ, મનનો સંદે' જાશે. ૧૫
નામ ઠામ ગુણ વર્ણવું, યા વર્ણવું દેશ વિદેશ;
અવનીચક્ર મધ્યે અવતરી, એ મોટા ભૂપ નરેશ. ૧૬
તેમાટે સહુકો સાંભળો, થઈ શ્રોતાજન સાવધાન;
ભલી ભાતે સંભળાવું સહુને, કામાવતી આખ્યાન. ૧૭
કર જોડી કરૂં વિનતિ, વૈષ્ણવ ને કવિજન;
એકવાર હરિહર કહો, સમરથ જુગજીવન. ૧૮
સિંધુ દેશનો રાજા મોટો, ચંદ્રસેન તે જેહ;
એક સમે સભામધ્યે બેઠો, અતિ આનંદે તેહ. ૧૯

---

૧૨ મુજ–મુજ ઉપર. મન ઇ૦–મનમાં શુદ્ધ વિચાર અને મુખે શુદ્ધ વાણી.

૧૩ આ ગ્રંથમાં કયા રસ અને ભાવનું પોષણ કર્યું છે તેની પ્રતિજ્ઞા કરતાં કવિ કહે છે. હર્ષ ઇ૦–હર્ષ ( એ નામનો વ્યભિચારી ભાવ ), શોક ( એ નામના સ્થાયિભાવથી ઉપજેલો કરૂણારસ ), જેમાં આગળ સંજોગનો અર્થ આવે એવો વિયોગ વર્ણવું. અર્થાત્ વિપ્રલંભ અને સંભોગ શૃંગાર વર્ણવું. વૈરાગ્ય– અર્થાત્ શાંત રસ. ૧૫ ત્યાં–ગ્રંથમાં. વારૂ–સુંદર.

૧૬ યા–અથવા. અવનીચક્ર—પૃથ્વીનું મંડળ. ૧૮ કર ઈ૦—દોહોરો છે.

તેણે સમે ત્યાં વ્યાસ પધાર્યા, આવ્યા સૂત મુનિ જેન;
સભા સહિત રાજા થયો બેઠો, કરવા તે દરશન. ૨૦
અર્ધ આસન આપી, ઋષિજીને ભૂપતિ લાગે પાય;
કર જોડીને કરે વિનતિ, કૃપા કરો ઋષિરાય. ૨૧
પુષ્પહાર આરોપ્યા કંઠે, માંડ્યું દિવ્ય આસન;
કર જોડીને કરે વિનતિ, ચંદ્રસેન રાજન. ૨૨
પુસ્તકકેરી પૂજા કીધી, પ્રેમ ધરી તેણી વાર;
સ્વામીજી મુજને સંભળાવો, કથાતણો વિસ્તાર. ૨૩
રાજાકેરૂં વચન સાંભળી, બોલ્યા તવ ઋષિરાય;
કામાવતીની કથા સંભળાવો, (અનુપમ) સાંભળતાં સુખ થાય. ૨૪
ત્રણ અવતાર ધરી અબળાએ, કીધાં મહા પ્રાક્રમ;
જેમ જેમ વિપત્તિ પડી પોતાને, તોય ના મેલ્યો ધર્મ. ૨૫
કળા કાંતિ અધિક શ્યામા, ને શૂરવીર મહાધીર;
જેમ જેમ પડી અવસ્થા તેને, તેમ તેમ સહી શરીર. ૨૬
જાતિસ્મૃતિ હુતી તે નારી, ગત જન્માંતર જેહ;
પુરૂષકેરી કો એક રાખે, ઠામમાં રતિ તેહ. ૨૭
ચતુષ્પદ અથવા દ્વિપદનાં, શ્વાન વૃષભ તોખાર;
દૃષ્ટિ પડ્યો કેમે ના મૂકે, તતક્ષણ મારે ઠાર. ૨૮

---

૨૦ સૂત–સૂત પૌરાણિક. બેઠો થયો–ઊભો થયો.

૨૫ જેમ જેમ ઇ૦–સામળ ભટ પણ પોતાની એક કવિતામાં લખે છે કે, "ક્યાં ચંદન ક્યાં મલયાગરી, ક્યાં સાબુર ક્યાં નીર; જેમ જેમ પડે વિપત્તડી, તેમ તેમ સહે શરીર." છવીશમી કડીના છેલ્લા ચરણમાં એજ બોલ છે.

૨૭ જાતિસ્મૃતિ–જાતિસ્મર–પૂર્વના જન્મનું સ્મરણ રાખવાની શક્તિવાળી. ગતજન્માંત્તર–ગયેલો (પાછલો) જન્મ. પુરૂષ ઇ૦–ઘણા પુરૂષોમાંથી કોઇ એકજ ઠામમાં તે રતિ રાખે–રાખતી હતી.

૨૮ ચતુષ્પદ–ચાર પગવાળાં. દ્વિપદ–બે પગવાળાં.

એવાં વચન સુણી મહામુનિનાં, રાજા વિસ્મય થાય;
શામાટે તે પુરૂષ ઉપર, વૈર ધરે મન માંય. ૨૯
કોણ દેશમાં કોની પુત્રી, ક્યાં વસવાનો ઠાર;
સ્વામીજી મુજને સંભળાવો, માંડી સર્વ પ્રકાર. ૩૦
કોણ માત તાત કોણ ભ્રાત, કોણ નગર કોણ ગામ;
ચંદ્રસેન રાજા એમ પૂછે, સંભળાવો મુજને સ્વામ. ૩૧
પરણી કે નવ પરણી અબળા, રહી કુંવારી તેહ;
એ કથા સંભળાવો મુજને, ભાંજે મન સંદેહ. ૩૨
એવાં વચન સુણી રાજાનાં, મુખથી બોલ્યા વ્યાસ;
સાવધાન થઇ સુણજો શ્રોતા, આનંદે ઇતિહાસ. ૩૩
પ્રથમ અધ્યાય એટલેથી શ્રોતા, શ્લોક થયા ચોત્રીશ;
એકવાર હરિહર કહો સર્વથા, સમર્થ શ્રીજગદીશ. ૩૪

## કડવું ૨ જું.

## રાગ રામગ્રી.

એણી પેરે બોલ્યા સુતમુનિ જન જી;
શ્રોતા સુણજો પરમ વચન જી. ૧

### ઢાળ.

વચન તમે એક સાંભળો, અભિનવો ઇતિહાસ;
રાય ચંદ્રસેન સુણો કથા, કહે સુતપુરાણી વ્યાસ. ૨
ગંગાને ઉપકાંઠે છે, એક નગર શોભામાન;
મહાસત્યવાદી રહે સદા, એક કર્મધ્વજ રાજાન. ૩
તેને પુત્રી એકજ અંબિકા, મહારૂપનો ભંડાર;

---

૩ ઉપ કાંઠે—કાંઠા પાસે.

તાતને તે ઘણું વા'લી, પરમ બાળકુમાર. ૪
તે સુરજનની સેવા કરે, અંબિકા નિશ દિન;
ધ્યાન ધરતી સુંદરી, દૃઢ ધીર રાખતી મન. ૫
તેનો પિતા છે ધર્મી ત્યહાં, સદાવ્રતતણો અંબાર;
ધર્મકેરી ધ્વજા બાંધી, જશ થયો સંસાર. ૬
ઠામ ઠામથી આવે ઘણા, બહુ વિપ્ર જાચક જન;
જે કો આવી પ્રાર્થે તેને, રાય આપે અન્ન. ૭
એમ પૂર્ણ પ્રભાવ ચાલ્યો, સદા દેશ મોઝાર;
અંબિકા બેઠી માળિયે, ત્યાં સજીઆ સોળ શણગાર. ૮
એકવારને સમે શું થયું, સાંભળો શ્રોતાજન;
વિપ્ર એક સમે આવિયો, જ્યાં કર્મધ્વજ રાજન. ૯
આવી આશિર્વાદ દીધો, આપીએ મુજ આહાર;
દાન આડે લીહ વળી, તું અંનનો દાતાર. ૧૦
અશ્વ ગજ રથ કનકશય્યા, હેમકેરૂં દાન;
અવર દાન બીજાં કરે, પણ નહિ અંન સમાન. ૧૧
એમ કહી ઉભો રહ્યો, તમે સાંભળોની રાય;
મને ક્ષુધા પીડે પાપિણી, હું કરૂં કોણ ઉપાય. ૧૨
અંનકેરો આહાર પામું, બોલ્યો વિપ્ર વચન;
એવે અંબિકા દૃષ્ટે પડી ને, થયું વિહ્વળ મન. ૧૩
તે દેખીતી દેવાંગના, રૂપનો ના'વે પાર;
ત્યારે વિપ્ર ત્યાં મોહ્યો ઘણું, તવ દેખી રાજકુમાર. ૧૪
તેનાં નેત્ર કમળ સમાન છે, સુંદર ભીનેવાન;
અંબિકાને નીરખતાં, વિપ્રને લાગ્યું ધ્યાન. ૧૫

---

૫ સુરજન—દેવો. ૬ અંબાર—ઢગલો. ૧૦ લીહ–નીક–પ્રવાહનો મધ્ય ભાગ.

મુખ કાન્તિ કમળ સમાન જેની, કનકવરણી કાય;
ભૂખ નિદ્રા વીસરીને, વિપ્ર ઘેલો થાય. ૧૬
જોઇ મુખ શ્યામાતણું, દ્વિજ થયો ત્યાં ચિત્રામ;
નિરખવા લાગ્યો નારને, પણ ન રહે મનડું ઠામ. ૧૭
રાજકુંવરી રત્નગર્ભા, ગર્વ ન ધરે મન;
વિપ્રની કરે વિનતિ, ઉચ્ચરી મધુર વચ્ચન. ૧૮
અંબિકા મુખે ઉચ્ચરી, કેમ આવિયા ભૂદેવ;
વડી વાર તમને થઈ, મેં ના થઈ તમારી સેવ. ૧૯
એવાં વચન કોમળ સાંભળીને, વિપ્ર થયો રળિયાત;
માનસર સરખી સુંદરીશુ, કરવા લાગ્યો વાત. ૨૦
હાથ જોડી રહ્યો ઊભો, વદ્યો વિપ્ર વચ્ચન;
તારે મંદિર આવિયો, હું જાચવાને અંન. ૨૧
રૂપ દીઠું તુજતણું, ઉપન્યો મન વિચાર;
નાર એવી નવ મળે તો, ધિઃક પડયો સંસાર. ૨૨
વૈરાગ્ય આવ્યો મન વિષે, જવ થયું તુજ દર્શન;
હવે આજથી રે અંબિકા, મેં તજ્યું ફળ ભોજન. ૨૩
તુજ સમી નહિ સુંદરી, ત્રૈલોક્યમાંહે કોય;
નારી એવી તો મળે, જો પુણ્ય કરિયાં હોય. ૨૪
વચન દ્વિજનાં સાંભળીને, વદી રાજકુમાર;
ફોગટ પાપે ભરાવું, જે નિરખવી પરનાર. ૨૫
જે નાર નિરખી પુરૂષને, મન ગણે મારો વીર;
અવર મન આણે નહિ, જો તજે પ્રાણ શરીર. ૨૬

---

૧૭ ચિત્રામ–चित्रम्–ચિત્રામણ જેવો સ્થિર.

૨૦ માનસર—માનસરોવર. ૨૬ પુરૂષને–પરપુરૂષને. વીર–ભાઈ.

પુરૂષ નિરખે નારને, મન ગણે માત સમાન;
ઉદ્ધાર અંતે તેહનો, કરે શ્રીભગવાન. ૨૭
ત્યારે વિપ્ર મુખથી બોલિયો, પરમ મધુર વચન;
* * * * ૨૮
મુજ રાંક દીન અનાથને, કર દયા શ્રીજગદીશ;
એ નારમાટે ખપ કરી, જઈ ધરૂં કરવત શીશ. ૨૯
આગલે ભવ એકઠાં થઈ, અવતરૂં નર નાર;
આશા મારી પૂરજે, તું ધન્ય વિશ્વાધાર. ૩૦
એવું કહીને વળ્યો બ્રાહ્મણ, ઊજમ ધરતો અંગ;
વાણારસીમાં આવિયો, મજ્જન કીધું અંગ. ૩૧
વિશ્વનાથ તું જો હરિ આ, ધરૂં કરવત શીશ;
કર્મધ્વજની સુતા છે, તે નાર પામું ઈશ. ૩૨
એ કથા રહી એટલેથી, સાંભળો શ્રોતાજન;
વિપ્રકેરી વાત જોજો, શું વિચાર્યું મન. ૩૩
અંબિકા મન વિમાસે, એ શું થયું ઉત્પાત;
મુજમાટે મુઓ વાડવ, કરી આત્મઘાત. ૩૪
પરબ્રહ્મને જાણું નહિ, મારા જન્મપર્યંત;
પુણ્ય કરતાં પાપ લાગ્યું, કેમ કરૂં ભગવંત. ૩૫
શ્રીકૃષ્ણ ગોપીનાથ વલ્લભ, દ્વારકાના રાય;
બ્રહ્મહત્યા છૂટિયે કેમ, કરૂં કોણ ઉપાય. ૩૬
ભક્તવત્સલ ભૂધરા, ત્રિલોકકેરા નાથ;
દુ:ખસમુદ્રમાં બૂડતાં, તું ધરે સ્વામી હાથ. ૩૭

---

૨૮ આ કડીમાં ઉત્તરાર્દ્ધ નથી; ત્યાં આગળ આ રીતે હોઇ શકે—
"હે રાજ કન્યા આજથી મેં, તજ્યું છે ફળ અન્ન." ૩૧ મજ્જન–સ્નાન.

જાનકીજીવન રામજી, સમર્થ શ્રીરઘુનાથ;
દુઃખસમુદ્રમાં બૂડતાં, તું ધરે સ્વામી હાથ. ૩૮
ચંદ્ર સૂરજ ને ઇશ બ્રહ્મા, સર્વનો તું નાથ;
દુઃખસમુદ્રમાં બૂડતાં, તું ધરે સ્વામી હાથ. ૩૯
અંબિકા મન દુઃખ ધરે, ધન્ય ધન્ય વૈકુંઠનાથ;
દુઃખસમુદ્રમાં બૂડતાં, તું ધરે સ્વામી હાથ. ૪૦
વસુદેવનંદન જગતવંદન, ચૌદ ભુવનિકનાથ;
દુઃખસમુદ્રમાં બૂડતાં, તું ધરે સ્વામી હાથ. ૪૧
સૂર્યની સ્તુતિ કરે શ્યામા, ઝરે આંસુપાત;
દુઃખસમુદ્રમાં બૂડતાં, તું ધરે સ્વામી હાથ. ૪૨
સહસ્રકિરણ તને ઘણું, વિનવું ઊગમતે ભાણ;
આશા પૂરે માહરી, મુજ દાસ સેવક જાણ. ૪૩
એવું કહીને કળકળે, વૈરાગ્ય આણી નાર;
હવે હું તો ક્યાં જઉં, ને કરૂં કોણ પ્રકાર. ૪૪
વિપ્રની ગતિ જો નવ ધરૂં, તો ધિઃક એહ શરીર;
ભૈરવ ઝંપાવી મરે, થઇ અવતરે મુજ વીર. ૪૫
દ્વારકામાં જઈ કરી, ઝંપાવિયું તે નાર;
એક ઉદર ભ્રાત ભગિની, માગિયા અવતાર. ૪૬
ચંદ્રસેન ત્યાં સાંભળી, એમ વ્યાસજીની વાણ;
મુને સંદેહ ઉપન્યો, ઉચ્ચર્યો ચતુર સુજાણ. ૪૭

---

૩૮ જાનકીજીવન—સીતાના પતિ. ૪૧ ભુવનિકનાથ—ભુવનૈકનાથ—ભુવનનો એક નાથ. ૪૩ ઉગમતે—ઉગતે. ૪૫ વીર ઇ૦—તે બ્રાહ્મણ મારો વીર ( ભાઇ ) થઇને અવતરે.

ગતકથા એ પ્રભુ બોલ્યા, મા ધરશો મન રીસ;
તે નાર પામ્યો કહીં વાડવ, ધર્યું કરવત શીશ. ૪૮

એણીએ એવું કહીને, કર્યું ઝંપાપાત;
એક ઉદર અવતરૂં, અમો થઈ ભગિની ભ્રાત. ૪૯

વાણારશીમાં વિપ્રકેરી, આશા પૂરે ઈશ;
કે દ્વારકામાં અંબિકાને, આપશે જગદીશ. ૫૦

ત્યાં રૂદ્રને લજ્જા હવી, અહીં દ્વારકાપતિ કા'ન;
શું રૂદ્ર લજ્જા રાખશે કે, થાપશે ભગવાન. ૫૧

કે બેઉ દેવ લઢી મરીને, થાશે મોઢું વેર;
મુને સંભવતું નથી, શી થાશે સ્વામી પેર. ૫૨

સૂતપુરાણી બોલિયા, સુણ રાય ચતુરસુજાણ;
ઇશ ને જગદીશ મધ્યે, અક્યતાની વાણ. ૫૩

બ્રહ્મા વિષ્ણુ ને રૂદ્ર, ત્રૈણે જુજવા નહિ કોય;
ક્ષેમત્રાત્ર કૃષ્ણ વિના નથી, તું વિચારી મન જોય. ૫૪

કીડી કુંજર આદિ દેઈને, પૂરે આશા અન્ન;
ઇચ્છા પૂરે વિશ્વની, સમર્થ શ્રી ભગવન. ૫૫

---

૪૮ ગતકથા ઇ૦-તમો પ્રભુ ( વ્યાસ ) એ ગતકથા બોલ્યા, તેમાં મને સંદેહ થયો તેથી રીસ ધરશો નહિ. બ્રાહ્મણની ઇચ્છા એમ હતી કે અમો સ્ત્રી પુરૂષ થઇએ, અને સ્ત્રીની ઇચ્છા એમ હતી કે અમે ભાઇ બેન થઇએ, ત્યારે એમાંથી કોની ઇચ્છા પૂર્ણ થઇ ?

૫૧ ત્યાં-કાશીમાં. રૂદ્રને ઇ૦-શિવના ઉપર વિશ્વાસ રાખીને કાશીમાં બ્રાહ્મણ મરી ગયો માટે તેનું કાર્ય કરવાની લાજ શિવને છે; અને દ્વારકામાં સ્ત્રી મરી ગઇ માટે તેનું કાર્ય કરવાની લાજ કા'ન-કૃષ્ણને છે.

૫૪ ક્ષેત્રમાત્ર-તીર્થક્ષેત્ર માત્ર અથવા ક્ષેત્ર ( દેહ ) માત્ર. ૫૫ કીડી ઇ૦ -કીડીકુંજર આદિને અન્ન દેઇને આશ પૂરે, એ અન્વય.

તેમાટે મન સ્વસ્થ થઈ, સુણ કથા રાણારાય;
પ્રશ્ન તારાતણો ઉત્તર, હમણા નહિ દેવાય. ૫૬
તે કથા આગળ થશે તે, કેમ અવતરે નર નાર;
એનો સ્વામી કૃષ્ણજી ને, પેલાનો ત્રિપુરાર. ૫૭
સર્વે વિસ્મય થઇ રહ્યાં, સાંભળો શ્રોતાજન;
નરનારને સૂઝે નહિ, અતિ વ્યગ્ર છે રાજન. ૫૮
અધ્યાય બીજો કહ્યો માંડી, અંબિકા વિસ્તાર;
હવે તે કથા ચાલશે, આગળ ધર્યો અવતાર. ૫૯
સાઠ પદ પૂરણ થયાં, ઇતિહાસ નાના છંદ;
નર નાર ગાય ને સાંભળે, મન ઉપજે આનંદ ૬૦

વલણ.

આનંદ આણી અતિ ઘણો, સાંભળો શ્રોતા ચિત્ત ધરી;
કવિજન વાણી ઓચરે, એક વાર બોલો શ્રીહરિ. ૬૧

## કડવું ૩ જું.

રાગ ગોડી.

સૂતપુરાણિક વધા વર્ચન, સુણ ચંદ્રસેન રાજન;
તારા મનનો સંદેહ ટળે, જો તે નર નારી કેમ મળે. ૧
પદ્મપુરાણતણી કથા, શ્રોતાજન સુણજો સર્વથા;
એક મન થઈ હરિ ભજો, મન મમતા માયાને તજો. ૨
હરિ ઉપર રાખો વિશ્વાસ, નિશ્ચે અલગો નહિ અવિનાશ;

---

૫૬ રાણારાય—રાણાઓના રાજા. ૫૭ તે ૬૦—તે નરનાર કેમ અવતરે છે તે કથા આગળ થશે-કહેવાશે. ૫૮ અતિ વ્યગ્ર—સંશયનિવર્તન નહિ થવાથી.

ચતુર્ભુજનું ચિંતવન કરો, તો ભવ દુસ્તર સહેજે તરો. ૩
દામોદર નૃસિંહ નારાયણ, ભૂધર ભૂપતિ શારંગપાણ;
તારી લજ્જા તુજને શ્રીહરિ, પછી નાર તે કેમ અવતરી. ૪
બિરદ પાળવું સેવકતણું, સ્વામીને શું કહીએ ઘણું;
પ્રશ્નતણો ઉત્તર દેવાય, શ્રોતા સહુને સંદે' થાય. ૫
છે સાંભળવા સરખી વાત, કર જોડી કહે પૃથ્વીનાથ;
ચંદ્રસેન બોલ્યો રાજન, કહીએ વ્યાસ કથા પાવન. ૬
સાંભળવા સરખી છે તેહ, શ્રોતાનો ભાંજો સંદેહ;
તે સંભળાવો ભાવે કરી, એક વાર બોલો શ્રીહરિ. ૭
વદે સૂતપુરાણિક વ્યાસ, સાંભળજો આણી વિશ્વાસ;
ત્યાં તે બ્રાહ્મણ ને રાજકુમાર, શુડલાકુળમાં પામ્યાં અવતાર. ૮
એક ઉદર અવતરિયાં તેહ, શ્રોતાનો ભાગ્યો સંદેહ;
પંખી બેહુ ત્યાંહી અવતર્યાં, ભ્રાત બેન સ્વામી સ્ત્રી ખરાં. ૯
બેહુતણું ત્યાં બિર્દ રહ્યું, ચંદ્રસેનને વ્યાસે કહ્યું;
નર નારી બેહુ ક્રીડા કરે, વન ઉપવનમાં સઘળે ફરે. ૧૦
એમ કરતાં વામ્યા બહુ દિન, વદે વ્યાસ સાંભળ રાજન;
ગર્ભવતી શુકનારી થઇ, સ્વામીને વિનવિયો જઇ. ૧૧
મારા ઉદરમાંહી આ ગર્ભ હવો, કહીં આશ્રમ શોધો અવનવો;
ઉષ્ણકાળતણો છે દિન, ઘણો તપે છે કશ્યપતન. ૧૨
વૃક્ષ પત્ર સકાયાં તદા, શુકનારી પામી આપદા;
છાયા ન મળે વન મોઝાર, ક્યાં રહીશું શો કરૂં પ્રકાર. ૧૩

---

૩ અળગો—દૂર. ૪ તારી ઇ૦—તારી લાજ તને છે. અર્થાત્ રાજકુમારીનું કાર્ય કરવાની લાજ તને છે! ૮ શુડલાકુળમાં—પોપટના કુળમાં. ૧૨ કશ્યપતન—સૂર્ય.

વિનતાકેરાં સુણો વચન, સૂડે વાત વિચારી મન;
ક્યાં વસવા બોલો શે ઠાર, ગર્ભવતી છે સૂડી નાર. ૧૪
સૂડે મુખ વાણી ઉચ્ચરી, એક ઠાર દીઠો સુંદરી;
અતિ છાયા મહાશીતલ વન, જો માને તારૂં મન. ૧૫
સુખ પામીશ તેણે ઠામ, ચાલ જઇ કીજે વિશ્રામ;
નારીને લેઇ નિસર્યો, પરમ આનંદે પૂરણ ભર્યો. ૧૬
આવ્યો ઉદ્વસ્ત વન મોઝાર, વાંસજા હુતી તે ઠાર;
આ વનમાં વસિયે સુંદરી, સમીપ સરિતા નીરે ભરી. ૧૭
તુજને પ્રસવકાળનો સમે, તારા મનને આંહાં ગમે;
સૂડાકેરાં સુણીને વચન, અતિ વ્યગ્ર અબળાનું મન. ૧૮
વાંસજાળ જવ દ્રષ્ટે પડી, નિર્ખતાં નારી હડબડી;
કાં વિનતા મન ધરે વિચાર, એણે શીતલ રહીએ નરનાર. ૧૯
સુખ સંબંધે જાશે દિન, શીતળ છાયા બોહોળું વન;
વ્યાકુળતાને પામી ઘણું, સ્વામી વચન સુણો મમતણું. ૨૦
અગ્નિતણો ભય અમારે મન, કદાચિત્ દવ લાગે વન;
લેઇ બાળકને કેમ નિસરૂં, તેનું દુઃખ દેખીને મરૂં. ૨૧
તેમાટે અધિક વિચાર, કેમ રહેવાય આણે ઠાર;
વિનતાતણી જે વાણી સુણી, કહે સૂડો સાંભળ પંખિણી. ૨૨
મુજ તું વલ્લભ છે નાર, મુજ સરખો તુજ શિર ભરતાર;
તો શી ચિંતા મનમાં ધરે, વૈશ્વાનર આવી શું કરે. ૨૩
જો દવ લાગે સુણ સુંદરી, નદી એક છે નીરે ભરી;
હોલવતાં ન લાગે વાર, શીતલ થાયે અંગાર. ૨૪
અગ્નિ હોલવી નાખું તદા, ફોગટ કાં પામે આપદા;
તેમાટે નિર્ભય થઈ નાર, સુખે રહીએ આણે ઠાર. ૨૫

---

૧૭ ઉદ્વસ્ત—વસ્તી વિનાનું. વાંસજાળ—વાંસની ઝાડી. ૨૩ વૈશ્વાનર—અગ્નિ.

સૂડાકેરાં સુણી વચન, સુખ પામ્યું અબળાનુ મન;
વાંસજાળમાં માળો કર્યો, ઘાસ કોમળ ત્યાં પાથર્યો. ૨૬
તેતણે વસિયાં નર નાર, સૂતપુરાણિક કહે વિસ્તાર;
એમ કરતાં વામ્યા બહુ દિન, સાંભળ ચંદ્રસેન રાજન. ૨૭
પૂરણ માસ થયા નિરધાર, એટલે ઈંડાં પ્રસવ્યાં ચાર;
પાંખ પાથરી સેવા કરે, બાળક ઉપર પ્રેમજ ધરે. ૨૮
બહુ દિવસે ઈંડાં થઈ ચૂર, પાંખતણા ફૂટ્યા અંકુર;
રક્તચંચ પાલટી એ વાન, નીલ પાંખ મહા શોભામાન. ૨૯
વદે વ્યાસ સાંભળજો સહી, એ કથા એટલેથી રહી;
ત્રીજો અધ્યાય પૂરણ થયો, ચંદ્રસેનને વ્યાસે કહ્યો. ૩૦
ચોપાઇ પૂરણ બત્રીશ, સાંભળતાં ત્રુઠે શ્રીજગદીશ. ૩૧

## કડવું ૪ થું.

### રાગ સામેરી.

સૂતપુરાણિક ઉચરે, સાંભળ ભૂપતિ વાણ;
ચોથો અધ્યાય વર્ણવું, જે કથા પદ્મપુરાણ. ૧
તે વન વિષે નરનાર રહે, પંખીનો અવતાર;
પોપટને સાચવે બહુ, પ્રીતે સ્ત્રી ભરતાર. ૨
વસંતઋતુમાં ઉષ્ણકાળે, તપે સબળો સૂર;
અગ્નિના અંબાર શો, મહાપવન આવે ક્રૂર. ૩
દ્વાદશ સ્વરૂપ તપે આદિત્ય, તેજતણો નહિ પાર;
તપ તપે આખી મેદિની, વરશી રહ્યો અંગાર. ૪
જ્વાળ નવ જાયે સહી, એમ તપે કશ્યપતન;
વાંસે વાંસ ઘસાઇને, દવ લાગિયો તે વન. ૫

---

૨૭ તેતણે—તેના ઠામમાં.

અગ્નિના ભડકા બળે, ચોપાસ લાગ્યાં તૃણ;
તેણ સમે તે વન વિષે, નાસતાં હીંડે હરણ. ૬
ઝટપટ લાગી જ્વાળને, શુકનાર વ્યાકુળ થાય;
તે જંતુકેરૂં જત્ન કરતી, મહામન અટવાય. ૭
પવન પૂરો સબળો વ્યાપ્યો, વન વિષે હુતાશ;
તમે ના કહ્યું કર્યું મારૂં, હવે તે આવ્યો નાશ. ૮
કલ્પાંત કરતી કામિની, કંથને કરતી રીસ;
મહાજ્વાળ માંહી બાળક મરે, તે પાપ તારે શીશ. ૯
અગ્નિજ્વાળા વાંસ ફાટે, શબ્દ સબળો થાય;
તે જંતુકેરૂં જત્ન કરવા, પડે ઉપર માય. ૧૦
જ્વાળે જળાઈ ગયું, શુકતણું સર્વ શરીર;
બળભેર ઉડિયો ત્યાં, સટકી વૃક્ષ બેઠો કીર. ૧૧
વાયુવેગે ઉત્પત્યો, નિકળિયો દવ બહાર;
વૃક્ષડાળે કીર બેઠો, કરે મન વિચાર. ૧૨
પોપટી પરિવાર પૂઠે, પૂરી પાડે રીર;
મુજ પુત્રને જ્વાળ આવે, તજું એહ શરીર. ૧૩
આંબા જાંબુ આંમલીનાં, વૃક્ષ હુતાં જેહ;
બીલી બિજોરી બોર બકુલ, રાયણ મહુડાં દગ્ધ હુઆં તેહ. ૧૪
આસોપાલવ અરીઠો, સાગ સીશમ સાર;
દવ બળે પરજળે, વનસ્પતિ ભાર અઢાર. ૧૫
બીજાં પંખી વનતણાં, તે થાય ભસ્મીભૂત;
નિસરવાને ઠાર નહિ. વન લાગિયું અદ્‌ભૂત. ૧૬
હંસ મોર ચકોર ચાતક, બોલે બોહોળા નાગ;

---

૭ શુકનાર–પોપટની સ્ત્રી. ૮ હુતાશ–અગ્નિ. ૧૩ રીર–ચીસ.

અરિષ્ટ એવું પેખીએ, જેમ જનમેજયનો જાગ. ૧૭
વેગળો બેઠો સૂડલો, તે ધરે જીવ્હા દંત;
નાર મુખથી ઉચરે, તું થયો આજ નિશ્ચિંત. ૧૮
પુરૂષકેરી પ્રીત જોઈ, જીવ વહાલો નેટ;
આ સમે જઈ ક્યમ શકું, ક્યમ તજી પિયારૂં પેટ. ૧૯
તું સદા મુખથી ભાખતો, મુજ ઘણું વલ્લભ નાર;
તે બોલ ક્યમ ગયો વિસરી, ધિઃક પડોજ સંસાર. ૨૦
પુત્ર મૂક્યા પરહરી, તને દયા ન આવી દુષ્ટ;
ક્યમ જીવ તેં વહાલો કર્યો, ફટ ફટ મહાપાપીષ્ટ. ૨૧
એમ કઠણ વાયક સાંભળીને, નારકેરાં કીર;
સમીપ સરિતા સાંભરી, સાંચર્યો લેવા નીર. ૨૨
અતિ પ્રલયકારી તાપ વન, આગે અગ્નિકેરી જ્વાળ;
બ્રહ્માંડ લાગ્યું ડોલવા, ધ્રુજાવ્યા દશ દિગ્પાળ. ૨૩
વ્યાકુળતા પામી ઘણું, આકળી અબળા હોય;
દશે દિશા નિરખવા લાગી, ન દીઠું ત્યાં કોય. ૨૪
સૂડાને દીઠો નહિ, શું ગયો નાશી તેહ;
નિઃશ્વાસ મૂકી નાર કહે, ધિઃક પુરૂષકેરો સ્નેહ. ૨૫
પ્રલયકાળતણે સમે, જો ગયો નાખી કંથ;
મહાઅગ્નિમાં મુજ દેખતાં, બળી મરશે જંત. ૨૬

---

૧૭ અરિષ્ટ–દુશ્ચિન્હ. જેમ જ૦–જેમ જનમેજયના જાગ ( જગન ) માં અનેક ભાતની વનસ્પતિ અને સર્પ નાશ પામતા હતા તેમ અહીં પણ અનેક વનસ્પતિ અને જંતુઓ બળતાં હતાં.

૧૮ જીવ્હાદંત–જીભ ઉપર દાંત ધરે ( જીભ કરડીને મરવાને ). ૧૯ પેટ —પેટનાં બચ્ચાં. ૨૦ વલ્લભ—વાહાલી. ૨૬ નાખી—દુઃખમાં પડતી નાખીને. જંત–જીવ—મારાં બચ્ચાં.

ત્યાં દેખી દુઃખ થાયે ઘણું, હું કરૂં આતમઘાત;
એ બાળ બળતાં હું પ્રથમ, જઈ કરૂં જંપાપાત. ૨૭
એવું કહીને કળકળે, મન કર્યો એક વિચાર;
સૂરજને સાખી કરીને, ભજ્યા જગદાધાર. ૨૮
કૃષ્ણ ગોપીનાથ વલ્લભ, દ્વારકાના ઇશ;
મુજ દાસીકેરી વિનતિ, સાંભળો શ્રીજગદીશ. ૨૯
એકવાર મુજને આપીએ, સંસારમાં અવતાર;
મનુષ્ય થઇ અવતરૂં ને, પછે હણું પુરૂષ કાય. ૩૦
જાતિસ્મૃતિનું જ્ઞાન માગું, વીસરે નહિ વેર;
હું રાજપુત્રી અવતરૂં, કોઇ રાયકેરે ઘેર. ૩૧
એવું કહીને પંખ બાંધી, પડી અગ્નિ મોઝાર;
રાજપુત્રી અવતરી ને, પુરૂષ મારૂં ઠાર. ૩૨
સૂતપુરાણિક ઉચરે, સુણ રાજા ચતુર સુજાણ;
અગ્નિમાં અબળા પડી, ને તજ્યા તતક્ષણ પ્રાણ. ૩૩
એ કથા રહી એટલે, સાંભળો શ્રોતાજન;
પછે સૂડે શું કર્યું, એમ વધ્યા વ્યાસ વચન. ૩૪
સ્વસ્થ ચિત્તે સાંભળો, ત્યાં આવિયો છે કીર;
ચંચ માંહે ઉદક છે, દવ છાંટિયું તે નીર. ૩૫
પડી દીઠી પંખિણી, તે થઈ ભસ્મીભૂત;
હવે જીવી શું કરૂં, દુઃખ પામિયો અનંત. ૩૬
એવી નારી ક્યાં મળે, મુજ પ્રાણવલ્લભ જેહ;
તેમાટે એ અગ્નિમાં, હું સમર્પું મુજ દેહ. ૩૭

---

૨૭ જંપાપાત–અગ્નિમાં કૂદી પડવું. ૩૫ ઉદક––જળ. ૩૬ ભસ્મીભૂત –રાખોડીરૂપ.

તે પંખ બાંધી માગિયો, સંસારમાં અવતાર;
મનુષ્યદેહે અવતરીને, એહ પામું નાર. ૩૮

એવું કહીને પડ્યો પંખી, અગ્નિજ્વાળા માંય;
પંખીકેરાં પીંછ બળિયાં, ભસ્મ હુઓ ત્યાંય. ૩૯

સૂતપુરાણિક ઉચર્યા, સાંભળો સારોદ્ધાર;
કોઈ દેશ માંહી વહેવારિયાને, પેટ થયો અવતાર. ૪૦

એ કથા રહી એટલે, સાંભળો શ્રોતાજન;
પંચમે અધ્યાયે કહેવાશે, કયમ નાર થઇ ઉત્પન્ન. ૪૧

ચાળીશ પદ પૂરણ થયાં, શુભ શ્લોક ઉપર ચાર;
કામસેનતણી સુતા થઈ, અવતરી નિરધાર. ૪૨

## કડવું ૫ મું.

## રાગ આશાવરી.

ભૂપતિ વાણી ઉચ્ચરે, પુરાણિકના સુત ફરી;
કયાં અવતરી સૂડી, તે સંભળાવજો. ૧

### ઢાળ.

સંભળાવિયે સ્વામી મને, ક્યાં જઇ ધર્યો અવતાર;
મનુષ્ય થઇ અવતરી, કોણ દેશ નગર મોઝાર. ૨

એ વચન રાયતણું, કહે સુણ પૃથ્વીનાથ;
સૂતપુરાણિક ઓચરે, પુસ્તક લીધું હાથ. ૩

કનકાવતીનો રાય મોટો, કામસેન કહેવાય;
તેની સુતા થઇ અવતરી, તું સત્ય માને રાય. ૪

અવતાર ત્યાં પહેલી હતી, હંસાવલી અભિધાન;

---

૪૦ વેહેવારિયો--વાણિયો.

બીજે જન્મે પંખિણી, સર્વ શોભામાન. ૫
અવતાર ત્રીજે તારૂણી, કામાવતી કહેવાય;
તેના રૂપનો ત્યાં પાર ન આવે, સત્ય માનજો રે રાય. ૬
દેખીતી દેવાંગના, અવતરી રાજકુમાર;
મહામુનિવર મોહે ઘણું, તે દેખીને નિરધાર. ૭
મુખ મધુરાં વચન ઓચરે, બોલતાં વરસે ફૂલ;
હાસ્ય કરતાં ખરે મુકતા, મહાતેજ અમૂલ્ય. ૮
ગુણ કાંતિ લક્ષણ ઉપમા, એ કયમ થાય વખાણ;
પ્રાતઃકાળે આભથી, જેમ ઉદય પામે ભાણ. ૯
મેનકા દેવાંગના કે, અપ્સરા અવતાર;
ચંદ્રમા સરખી કાંતિ જેની, તેજનો અંબાર. ૧૦
કે સરસ્વતી, રોહિણી, રમા કે, ઇંદ્રાણીનું રૂપ;
કે શું ઉમયા શિવતણી, પરમસુંદર સ્વરૂપ. ૧૧
કામાવતીની કાંતિ જોઈને, થયા મન ઉલ્લાસ;
જાણે શશિવર ઉતર્યા હેઠા, તજીને આકાશ. ૧૨
કામસેનતણી સુતા છે, તાતકેરે ઘેર;
તેને પુરૂષાકાર કોઈ ના ગમે, ધરે પૂર્વનું વેર. ૧૩
જાતિસ્મૃતિ થઇ અવતરી, લહે ગતજન્મની વાત;
તે નાર પુરૂષાકાર તેનો, કરે નિશ્ચય ઘાત. ૧૪
કંઈ કોટિ માર્યા છોકરા, શોધી મળે ના જાત;
લોક કીધા વાંઝિયા, હુઓ મહાઉત્પાત. ૧૫
પગ પાણિ સાહી પછાડે, પૃથ્વી વિષે તે નાર;

---

૫ અવતાર ઈ૦—પેહેલા અવતારમાં હંસાવલી અભિધાન ( નામ ) હતું.
૮ ખરે મુકતા—મોતી ખરે. ૧૦ અંબાર—ઢગલો. ૧૧ રોહિણી—ચંદ્રપત્ની. રમા—લક્ષ્મી. ૧૨ શશિવર—ઉત્તમચંદ્ર. ૧૪ જાતિસ્મૃતિ—ગતજન્મના સ્મરણવાળી. ગતજન્મ—પાછલો જન્મ

કનકાવતીમાં ત્રાસ પડિયો, થયો હાહાકાર. ૧૬
બોકડા બકરા દેડકા, માંઝાર શ્વાન અનેક;
માંકડાં મરકટ મરઘડાં, સહુ કર્યું તે વત્રેક. ૧૭
નગર માંહે ત્રાસ પડિયો, બાહાર ન આવે કોય;
કનકાવતીના લોક સઘળા, પરમ દુખિયા હોય. ૧૮
બેહુ પાણે ખડગ ધરી, જોબન બાળે વેષ;
કામાવતીના પિંડ માંહે, કાળે કર્યો પ્રવેશ. ૧૯
ભૂખ નિદ્રા વીસરી, નીસરી નગર મોઝાર;
મહાક્રોધી કામિની, તે હણે પુરૂષાકાર. ૨૦
પુરૂષકેરી જાત જોતાં, ચઢે સબળી રીસ;
નગર માંહે ત્રાસ પડિયો,(ત્રાહ્ય)ત્રાહ્ય શ્રીજગદીશ. ૨૧
લોક સઘળા દુઃખી થઇને, મળ્યા વરણ અઢાર;
મહા દુષ્ટ થઇને અવતરી, પાપિણી રાજકુમાર. ૨૨
એ નગર છોડી સર્વથા, જઈ વસે સઘળાં વન;
પ્રજાને પીડા થઇ, એમ સાંભળ્યું રાજન. ૨૩
કામાવતી કલ્પાંત કરતી, ફરે ઠારો ઠાર;
બેહુ હાથે ખડગ સાહી, હણે પુરૂષાકાર. ૨૪
પ્રધાન જે પોતાતણો, તેને પૂછે એમ;
નગર સહુ ઉદ્વસ્ત થયું, આપણે કરવું કેમ. ૨૫
વચન એવું સાંભળીને, પ્રધાન કરે છે વાત;
મુને એવું મન ઉપજે, સાંભળો પૃથ્વીનાથ. ૨૬
કારાગ્રહમાં કામાવતીને, રાખશો જો રાય;

---

૧૬ પાણિ–હાથ. ૧૭ વત્રેક ( વ્યતિરિક્ત )––વિનાનું. ૧૯ પિંડ –શરીર. ૨૪ કલ્પાંત–કલ્પના અંતકાળ જેવું–પ્રલય. ૨૫ ઉદ્વસ્ત—ઉજડ.
૨૬ મન ઉપજે–મનમાં વિચાર થાય છે.

ત્યાર પૂઠે નગરકેરા, લોક સુખિયા થાય. ૨૭
મોકળી હીંડે માનિની, મારતી પુરૂષાકાર;
આજથી એવું કરો, જેમ નિસરે નહિ બા'ર. ૨૮
વચન એવું સાંભળીને, તેડાવી તત્કાળ;
કામાવતી શું ક્રોધ આણી, બોલિયા ભૂપાળ. ૨૯
અરે દુષ્ટ દુરાત્મજીવ, ધિ:ક પડો તુજ અવતાર;
કયમ પાપ છૂટીશ પાપણિ, જે હણ્યા પુરૂષાકાર. ૩૦
શું કામ તુજને નગર માંહે, નીસર્યાનું એહ;
હત્યા શામાટે કરે, વૃતાંત જાણું તેહ. ૩૧
આજ પૂઠે નગર માંહે, જવાનું નહિ કામ;
પશુ પંખી મનુષ્યકેરૂં, ના લેશો તે નામ. ૩૨
વચન એવું સાંભળીને, વદી રાજકુમાર;
કાળિકાને પૂજવાને, નિત્યે જાઉં એકવાર. ૩૩
પુરૂષાકારે મળે સામો, પશુ પંખી જેહ;
મનુષ્ય અથવા અશ્વને, હું હણું નિશ્ચે તેહ. ૩૪
જે કો આડો ઊતરે, હું કરૂં નિશ્ચે ઘાત;
ગતજન્મનું વેર છે, તું સત્ય માને તાત. ૩૫
વચન એવું સાંભળીને, વદ્યો રાજા રાય;
તને એવો નીમ શો, જે નિત્યે દેરે જાય. ૩૬
દેરે જાવું આજથી, આઠમે દિવસે એકવાર;
દરશન કરવા જજે વે'લી, કાલિકાને દ્વાર. ૩૭
નગર માંહે નિત્યે જાતાં, તુજથકી થાય અનીત;

---

૨૭ કરાગ્રહમાં—કેદખાનામાં. ૩૦ દુરાત્મજીવ—દુષ્ટબુદ્ધિવાળા જીવવાળી । ૩૬ તને–તારે.

કામ મારે પ્રજા સાથે, નથી રહેવી પ્રીત. ૩૮
એ કથા રહી એટલે, સાંભળો શ્રોતાજન;
કામાવતી આઠમે દહાડે, કરે જઇ દરશન. ૩૯
ચંદ્રસેને સાંભળી એમ, વ્યાસકેરી વાણ;
ગ્રંથ માંહે કહ્યું માંડી, પ્રથમ પદ્મપુરાણ. ૪૦
પૂરણ અધ્યાય પંચ પાવન, સાંભળે સુખ થાય;
ત્યાર પૂઠે આઠમે દિવસે, દરશન કરવા જાય. ૪૧

## કડવું ૬ ઠું.

### રાગ કેદારો.

તેણે સમે ત્યાં એણીપેર બોલ્યા, સૂતપુરાણિક મુન્ય;
દિવસ આઠમે ચાલી અબળા, કરવાને દરશન. ૧
પ્રશ્ન એકની ઇચ્છા મુજને, બોલ્યા પૃથ્વીનાથ;
કયે પ્રકારે દેરે જાતી, તે સંભળાવો વાત. ૨
કે પોતે એકલી જાતી, કે સહીઅરનો સંગ;
સ્વામીજી મુજને સંભળાવો, કથાતણો પ્રસંગ. ૩
કહેવાં આભરણ અંગે પહેરતી, કહેવાં અંબર ધરતી;
કેટલી સહી સંઘાતે અબળા, કેમ બહાર નીસરતી. ૪
ચંદ્રસેનનું વચન સાંભળી, બોલ્યા વ્યાસ વચન;
પેહેલે દિન ત્યાં પડો ફેરવે, નગર મધ્યે રાજન. ૫
વહાણે રાણી બહાર નીસરી, પૂજા કરવા જાશે;
પુરૂષાકારે દૃષ્ટે પડે તે, નિશ્ચે માર્યો જાશે. ૬
પાણી પીવા પશુ છૂટે, શ્વાન વૃષભ તોખાર;
પુરૂષાકારે નર નામે કો, ના રહે એક લગાર. ૭

---

૩૮ અનીત–અનીતિ. નથી રહેવી—નથી રહેવાની.

બીજે દિન અબળાએ મોડું, આદર્યું મજ્જન;
ભવ્ય વસ્ત્ર ને ભલી ભાતનાં, આભૂષણ ધરિયાં તન. ૮
કનકથાળ શ્રીફળશું સમારી, સંગ સખી સહ ચાર;
દિવસ આઠમે અતિ આદરશું, કીધો સહુ શણગાર. ૯
મહાકાળીનું ચિંતવન કરતી, મનમાં આનંદ આણી;
મહામદમાતી નગર મધ્યેથી, ચાલી સહુ ઠકરાણી. ૧૦
હાથે ખડ્ગ ધર્યાં સહુકોને, વચમાં રાજકુમારી;
ચિત્રપૂતળી સરખી દીસે, કોટિ કળા અવતારી. ૧૧
લટકંતી ચાલે લેહેકાશુ, ભરજોબન રંગ રાતી;
કનકવર્ણી કાય દીસે, જોતાં અંગ ભરાતી. ૧૨
તેનું વર્ણન કેઇ પેરે થાયે, કળા કાંતિ ગુણ જેહ;
ભલીભાત સમજાવી શ્રાતા, ભાંજ્યું મન સંદેહ. ૧૩
સાથ સર્વેશુ ચાલી અબળા, સોળે આભરણ સારી;
કામાવતીની તોલે બીજી, નહિ કો ભૂતળ નારી. ૧૪

## દેશી ફેર.

એવી નહિ કો ભૂતળ નારી, મુખ જોતાં લીજે બલિહારી;
તેને મરકલડે મન મો'ય, કર થાળ કનકમય સો'ય. ૧૫
તેને મસ્તક કાળી વેણ, જાણે મહામણિધરની ફેણ;
કે શું નાગણ કો નવલે વેષ, એમ અંબરમાં ઝળકે કેશ. ૧૬
તેને ગળે ચમકળી કશી, મુખકમળ અમળ રહ્યું હસી;
અતિ ગૌર વર્ણ ને કાળાદંત, ત્યાંહાં જડિત્ર રેખા શોભાવંત. ૧૭
અતિ રાતો અધરતણો વાન, શીર માંગ પડી શોભામાન;
કાળી ચોળી એક છે તારી, તાંબૂલે રાતું મુખ ભારી. ૧૮

---

૮ મજ્જન—સ્નાન. ૧૨ જોતાં ૯૦—જોતાંમાં મનમાં ભરાતી. ૧૮ વાન-વર્ણ-રંગ. માંગ-સેંથો. એકતારી-સરખાપોતની.

અતિ નૌતમ છે નીલ ચીર, ઠામ ભર્યું છે નવરંગ હીર;
અતિ ઉજ્વળ મુક્તાહાર, ચોકીમાં નંગ જડિયાં ચાર. ૧૯
ઉજ્વલ ચાંદલો ઉગટ કરી, કુચ કઠણ કંચુકી ભરતે ભરી;
છે પીળા પટતણો રે ચરણી, મખમલથી કોમળતા ઘણી. ૨૦
પીળી આડ કેસરની કીધી, વચ્ચે બિંદુની બંદની દીધી;
અતિ ગલ્લસ્થલ દીસે ભારી, જોઈ કોટિ કળા નાખું વારી. ૨૧
તેને કરણે કરણફૂલ ઝાલ, તે વિચિત્ર સ્પર્શે કરે ગાલ;
તેને ચરણકમળ નેપૂર વાજે, જેમ વીજ સંજોગે નભ ગાજે. ૨૨
એમ લટકાશુ ચાલી જાય, ઉલટ ભર ઉર આનંદ થાય;
ત્યારે અંબાને આવી સ્થાન, સહુ સાથ સખી શોભામાન. ૨૩
મંડપમાં આવી તત્ખેવ, ત્યાં સતીતણી માંડી સેવ;
કર જોડીને મસ્તક નામ્યું, આઈ કૃપાદૃષ્ટિ જોયું સામું. ૨૪
લેઈ પુષ્પહાર શ્રીફળ સાર, અંબાને કીધો નમસ્કાર;
બહુ સ્તુતિ કરે અબળા બાળી, સનમુખ ઊભી આસન વાળી. ૨૫
ત્યાં શિર નામી માગ્યું માન, પછે સવા પહોર ધરિયું ધ્યાન;
એમ અંબાનું ચિંતવન કરી, પછી તત્ક્ષણ જાગી સુંદરી. ૨૬
એમ વ્યાસ વદે સાંભળ રાય, અહીં અધ્યાય પૂરણ થાય;
લેઈ આશિકા શીશ ઉપર ધરી, સહુ પૂજીને પાછી ફરી. ૨૭

## કડવું ૭ મું.

## દેશી વધામણીની.

એમ ગણેશ માતા પૂજીને પાછાં વળ્યાં રે;

---

૨૦ ઉગટ–ઉદ્વર્ત્તન–શરીરે ચોળવાનો સુગંધી પદાર્થ. ચરણી–ચણીઓ.

૨૧ બંદની–બંદગી. ગલ્લસ્થળ–ગાલ. કોટિ ક૦–તેને જોઇને ચંદ્રની કોટિ કળાઓને ઓવારી નાખું છું.

૨૪ આઇ–માતા. કૃપાદૃષ્ટિ–કૃપાદૃષ્ટિએ. ૨૭ આશિકા–આશકા.

ચરણ નમી સહુ સાથ, સૈયર સરશાં નિકળ્યાં રે. ૧
કામાવતી ચાલી ઘેર, સાથે સખીઓ ઘણી રે;
જાય કરતી સર્વે કલોલ, ચાલ્યાં સહુ મંદિર ભણી રે. ૨
મનમાં અતિ આનંદ, હરખે વદન શ્યામાતણું રે;
જેમ તારા મધ્યે ચંદ્ર, તેજ તપે તેથી ઘણું રે. ૩
આશ્વિન ઉજવળ માસ, ચામુંડા ચાચર ભમે રે;
આગળ ખેતરપાળ, ચોસઠ જોગણિયો રમે રે. ૪
તેમ એમ રાજકુમાર, દિવસ આઠમે નીસરી રે;
હરતી પુરૂષાકાર, શુદ્ધ શરીરની વીસરી રે. ૫
પેહેર્યા નૌતમ ચીર, કંચુકી કસણ કશ્યાં બહુ રે;
કોમળ અંગ શરીર, નગર ભણી ચાલે સહુ રે. ૬
ચરણે નેપૂર નાદ, વીંછિયા ઠમ ઠમ કરે રે;
ધરતી મન ઉલ્હાદ, સૈયર સરશી પરવરે રે. ૭
કંઠે પુષ્પના હાર, કનક થાળ કરમાં ધરી રે;
હણતી પુરૂષાકાર, મંદિર પો'તી સુંદરી રે. ૮
પહોતી મેહેલ મોઝાર, પોતાને સ્થાનક ગઈ રે;
વેદ વ્યાસ ઓચરે, એ કથા એટલેથી રહી રે. ૯
સુણજો શ્રોતાજન, ત્યાર પછે ત્યાં એવું હવું રે;
વામ્યા બહુ દિન, સાંભળજો કૌતક નવું રે. ૧૦
છે સુણવાની વાત, અણદીઠી અણસાંભળી રે;
સાંભળજો સહુ સાથ, જેમ પહોચ્યે મનની રળી રે. ૧૧

---

૧ સરશાં–સાથે. ૬ કસણ–કસો ( કર્ષણ ઉપરથી ).

## કડવું ૮ મું.

### દોહરા.

સુતપુરાણિક આચર્યા, સાંભળો સહુ સાથ;
દશકુમારે વર્ણવ્યું, નાટક જગ વિખ્યાત. ૧
કામાવતીતણી કથા, અતિ અનુપમ સાર;
અધ્યાય સાત લગી કહ્યો, માંડી સહુ વિસ્તાર. ૨
એ કથા રહી એટલે, સાંભળો સહુ કોય;
શ્રોતા સુણજો ચિત્ત ધરી, જેમ મન નિર્મળ હોય. ૩
ત્રિજે જન્મે અવતરી, કનકાવતી મોઝાર;
કામસેનતણી સુતા, જાણે સહુ સંસાર. ૪
ગતજન્મે સૂડી હતી, દગ્ધ હુતાશન;
સ્વામી તેનો અવતર્યો, વણિકકુળ ઉત્પન્ન. ૫
કથા અનુપમ આવશે, નાનાવિધના ઇતિહાસ;
સાંભળતાં સુખ ઉપજે, થાય મન ઉલ્લાસ. ૬
દશકુમાર નાટકતણી, એ કથા અનુપમ સાર;
શ્રોતાને સંભળાવશું, માંડી સર્વ પ્રકાર. ૭

### રાગ ધનાશ્રી.

એણીપેરે આચરે વાણી, સૂત મુનિજન;
અભિનવ રસને વર્ણવું, સાંભળજે રાજન. ૧

### ઢાળ.

રાય ચંદ્રસેનની કથા સુણો, એમ વધા વ્યાસ વચન;

---

૧ દશકુમારે—દશકુમાર ચરિત્ર નામે સંસ્કૃત ગ્રંથમાં. એને આ ગ્રંથકાર નાટક કહે છે પણ તે નાટક ન છતાં આખ્યાયિકા છે-તેમાંથી હવે પછીનો વાર્તાનો સંબંધ લીધો છે. ૧ અભિનવ—નવીન.

કવિજન વાણી ઓચરે, સાંભળો શ્રોતાજન. ૨
એક ચિત્રાંગદ રાજા હવો, મણિપુર નગ્ર મોઝાર;
તે મહામુકુટમણિ અવતર્યો, પ્રૌઢો નામતણો નહિ પાર. ૩
ધ્વજા નેજા ચોઘા બહુ, નિશાનનો નહિ પાર;
દુઃખી નહિ કો નગરવાસી, વસે વરણ અઢાર. ૪
અશ્વ ગજ રથ પાલખી, કનકમય મેહેલ આવાસ;
પટરાણી દશ રાયને, તે ચંદ્ર કોટિ પ્રકાશ. ૫
જયા, વિજયા, વિમળાનંદા, ચંદ્રબાલા જેહ;
સુલોચના, સહુપે વડી, અતિ પરમ સુંદર તેહ. ૬
મેનકા, ચંદ્રાવલી, ચિત્રસેના, સોય;
લીલાવતી ને કમળાજી, સમતોલ ન આવે કોય. ૭
દશે રાણી પરમ સુંદર, રૂપનો નહિ પાર;
નાર બે વળી અવર છે, એટલે પૂરી બાર. ૮
સભા સુંદર રાયની, તે પરમ શોભામાન;
મણિપુરકેરો રાજિયો, અતિ કરે આદરમાન. ૯
રાજમંડપ મધ્યે બેસે, રાજે વરાંગ અનંત;
રાય રાણા સકળ જોધા, શૂર શોભાવંત. ૧૦
પ્રધાન જે પોતાતણા, મહાવિચક્ષણ જેહ;
સભા મધ્યે રાય પાસે, નિત્ય બેસે તેહ. ૧૧
પુરાણિક ને જ્યોતિષી, પંડિત વાચાસાન;
શાસ્ત્ર ગ્રંથ સટીકશુ, સાંભળે છે નિશદિન. ૧૨

---

૩ મહામુકુટમણિ—મુકુટમાંના મોટા મણિ જેવો. નામ—કાન્તિ.

૫ આવાસ—ઘર. ૬ સહુપે—સહુથી. ૧૦ રાજે—શોભે. વરાંગ—ઉત્તમ શરીર. ૧૨ વાચાસાન—વાણીની સમજણવાળા. સટીક—ટીકાવાળા.

ગુણી ગાંધર્વ ભાટ ચારણ, વિપ્રકેરાં વૃંદ;
જાચકજન આવે ઘણા, બોલતા નાના છંદ. ૧૩
વાજિત્ર વાજે વિવિધ પેરનાં, જંત્ર તાલ મૃદંગ;
સુરબંધ છંદ સુરાંગના, સાધતી નૃત્ય શુદ્ધાંગ. ૧૪
એણીપેરે કરે લીલા, વિવિધ ભોગ વિલાસ;
વૈભવ નાના ભોગવે, મુખ્ય કમળ પ્રેમ પ્રકાશ. ૧૫
આનંદ ભેર બેઠો સહી, તે કામનો અવતાર;
ચમર કરતી રાયને, અપ્સરા ઊભી ચાર. ૧૬
એમ દિવસ રજની રંગશુ, નિર્ગમે રાણો રાય;
સૂતપુરાણિક ઉચ્ચર્યા, આનંદશુ દિન જાય. ૧૭
એકવારને સમે શું થયું, સાંભળો શ્રોતાજન;
સુલોચનાને મેહેલ આવ્યા, ચિત્રાંગદ રાજન. ૧૮
શરદતણી પૂર્ણિમાનો, પેખિયો ત્યાં ચંદ્ર;
નિશા અતિ સોહામણી, મન ઉપન્યો આનંદ; ૧૯
પહોરમાં ઘડી એક ઓછી, જામની તે દિન;
તેણીવેળા મેહેલ મધ્યે, આવિયો રાજન. ૨૦
સુલોચના સન્મુખ આવી, ઉભી રહી તેણી વાર;
ઉતાવળી પિયુ પાસે આવી, સજી સોળ શણગાર. ૨૧
હાવભાવ કટાક્ષશુ, અતિ કરે આદરમાન;
* * * * ૨૨
વચન પિયુનું સાંભળીને, હરખ પામી નાર;
પાટ ઢાળ્યો કનકમય, પચરંગી સોળે સાર. ૨૩

---

૧૩ નાના—જૂદી જૂદી જાતના. ૧૪ સુરાંગના—દેવીઓ. શુદ્ધાંગ—શુદ્ધ અંગવાળી. ૨૩ પાટ–પાસા રમવાનો. સોળે સાર–સોળ શોગઠીઓ સુધ્ધાં–( સારી–સોગઠી ).

રાયને રાણીએ રંગે, ગ્રહ્યા પાસા પાણ;
બેહુ સરખાં ઉતરે છે, પરમ ચતુર સુજાણ. ૨૪
રમત રમતાં નિશા વીતી, રહી ઘટિકા ચાર;
રમત રાખી તે સમે, જઇ પોઢિયા નિરધાર. ૨૫
નિદ્રા આવી રાયને, નિરખિયું એક સ્વપ્ન;
આગળ આવી ઊભી છે, કો નાર રૂપે રત્ન. ૨૬
કનક સરખી કાંતિ ઝળકે, દશન હીરા જ્યોત;
કમળદળ મૃગલોચની, દીસતી પરમ ઉદ્યોત. ૨૭
સુઘડ ઘાટ સોહામણી, શિરવેણી વાસુકિ જાણ;
કો સુઘડ ઊભી સુંદરી, બોલતી અમૃત વાણ. ૨૮
વિવિધ અંબર ધર્યા અબળા, પરમ શોભામાન;
એવી નારી સ્વપ્ન મધ્યે, નિરખતો રાજાન. ૨૯
જાંગિયો અતિ ઓપતો, હસ્ત કસણે હીર;
કંચુકીમાં ઝળકે ઘણું, અતિ જુગ્મ રત્ન જંબીર. ૩૦
અધર અંબુજ, નાસિકા શુકચંચ, દાઢમ દંત;
એમ સ્વપ્ન માંહે નિરખતો, માનિની શોભાવંત. ૩૧
સર્વાંગ સુંદર શોભિતી, કટિ ઝીણી ચિત્રાલંક;
જાણે શશિયર શરદનો, પૂર્ણકલા નિઃકલંક. ૩૨
એમ સ્વપ્ન માંહે નારને, તે નિરખતો રાજન;
ચતુર નર વીંધ્યો ઘણું, ઘડી ચાર ચઢિયો દિન. ૩૩

---

૨૭ દશન—દાંત. કમળ ઈ૦—કમળના પત્ર સરખાં અને મૃગના નેત્ર સરખાં નેત્રવાળી. ઉદ્યોત—અર્થાત્ તેજસ્વી. ૩૦ જાંગિયો—જાંગ સુધી પેહેરવાનું વસ્ત્ર હસ્ત ઇ૦—હાથના અલંકારને હીરની કસો હતી. જુગ્મ ઈ૦—રત્નરૂપ બે જંબીર ફળ. ૩૧ અંબુજ—રાતું કમળ. ૩૨ ઝીણી—પાતળી. ચિત્રાલંક—ચિત્તાવાઘ જેવા લાંકવાળી. શશિયર—ચંદ્ર.

તેનું રૂપ યૌવન કળા, જોતાં તેજનો નહિ પાર;
જોત જોતાં ઘણું અટકે, મન ઠારો ઠાર. ૩૪
શણગાર સોળે શોભતા, શોભતિ અબળા અંગ;
ઝાલ કાને ઝળકતી, મધ્યે જડયાં નાનાં નંગ. ૩૫
બાંહે બાજુબંધ બેહેરખા, જડિત બાજુબંધ;
તંબોળ રાતું વદન, કંઠે પુષ્પહાર સુગંધ. ૩૬
ચૂઆ ચંદન અરગજા, શુભ વસ્ત્ર ભીનાં પરમ;
એવી નારી નિરખતાં, ભૂપતિ પામ્યો ભ્રમ. ૩૭
સ્વપ્ન કેવું હોય, (જે) પ્રત્યક્ષ દેખે રાય;
સ્પષ્ટ દીઠી સુંદરી, તન મન વ્યાકુળ થાય. ૩૮
જાગૃત અવસ્થા પામિયો તે, સ્વપ્નમાંહે જોય;
એવી ના કો કામિની, ભામિની ભૂતળ કોય. ૩૯
જાણે ઊઠી ગ્રહું અબળા, થયો મન ઉલ્લાસ;
સમીપે બેઠી સુંદરી તે, સૂરજ કોટિ પ્રકાશ. ૪૦
પરમ વચન સ્વપ્ન મધ્યે, બોલતો રાજંન;
તું કોણ કામ આવી શકી, તેં હર્યું મારૂં મન. ૪૧
ભૂપતિ કહે રે ભામિની, ધન્ય તુજ અવતાર;
કામજ્વર વાધ્યો ઘણો, તું પરણની દાતાર. ૪૨
કામિની કુચકળશ તારે, વસે હુતાશન;
દૂરથી દાઝું ઘણો, કેમ થાયે શીતલ તન. ૪૩
વચન એવું સાંભળીને, વદે વિનતા વાણ;
મન સ્વસ્થ રાખો રાજા, તું ઘણો ચતુર સુજાણ. ૪૪
મુજ નામ છે કામાવતી, કામના પૂરણ થાય;
શ્રોતાજન સહુ સાંભળો, એમ સ્વપ્ન દીઠો રાય. ૪૫

---

૩૭ ભીનાં–( ચૂઆ, અત્તર વગેરેથી ).

તેવા માંહે આવિયો, તે રાયનો પ્રધાન;
દિવસ ઘણો ચઢી ગયો, જઇ જગાડ્યો રાજાન. ૪૬
નિદ્રામાંથી જાગિયો, ને ન દેખે તે નાર;
પ્રધાન ઉપર કોપ આણી, કર્યો મહાતિરસ્કાર. ૪૭
ભમર ચક્ષુ ચઢાવીને, રાય ધૂણે શીશ;
ચર્ણે પહેલી આંગળીની, જ્વાળા લાગી શીશ. ૪૮
અરે પાપી શું કર્યું, કાં જગાડ્યો તેં આજ;
નિપન્યો રસ ઢળ્યો મારો, થયું સર્વ અકાજ. ૪૯
નોહે મિત્ર શત્રુ મારો, અવતર્યો તું કોય;
ગતજન્મનો વેરી છે, તે આંજ મળિયો સોય. ૫૦
સંજોગકેરો સમય ટાળી, કર્યો કામ વિયોગ;
હાથથી હીરો ગયો, ને રહ્યો અધવચ ભોગ. ૫૧
એમ કહીને કળકળે, કલ્પાંત કરતો રાય;
હવે હું તો ક્યાં જઇને, કરૂં કોણ ઉપાય. ૫૨
બુદ્ધિસાગર નામ તારૂં, ધર્યું જેણે હોય;
મુસ્તક મૂકવાં ઉતારી, ધિઃકાર પડજો સોય. ૫૩
પાણીથી પાતળો કીધો, ક્રોધશુ પ્રધાન;
કામાવતી ના વીસરે, જે પરમ શોભામાન. ૫૪
ક્રોધ આણી ખડ્ગ કાઢ્યું, ચઢી રાયને રીસ;
પ્રધાન ઉપર કોપિયો, છેદવા લાગ્યો શીશ. ૫૫
ત્યારે મંત્રી બોલિયો, મુખથકી કોમળ વાણ;
ક્રોધ કરવો નવ ઘટે, સુણ રાય ચતુર સુજાણ. ૫૬
દિવસ ઉગ્યો અતિ ઘણો, બહુ ચઢ્યો કશ્યપતન;

---

૪૯ નીપન્યો—નીપજેલો—તૈયાર થયેલો. ૫૩ મુસ્તક ७०—તે નામ પાડનારનાં મુસ્તક ઉતારી મૂકવાં જોઇએ.

સભા સુની સર્વ દીસે, તુજ વિના રાજન. ૫૭
વચન એવાં સાંભળી, ક્રોધશુ કરડે દંત;
મનથકી નવ વીસરે, માનિની શોભાવંત. ૫૮
પ્રધાન ત્યાં પ્રિછે નહિ, જે સ્વપ્નકેરી વાત;
રાયને તે પ્રીછવે છે, રહ્યો જોડી હાથ. ૫૯
સુતપુરાણિક આચર્યો, પુસ્તક લીધું હાથ;
ચંદ્રસેન કથા સુણો, કથા એ કહું પદ્મપુરાણ. ૬૦
કવિ મુખ વાણી વદે, હવે સાંભળો સહુ કોય;
એટલે અધ્યાય આઠમાનો, અર્થ પૂરણ હોય. ૬૧
પ્રધાન પ્રીછવશે ઘણું, પેર પેરના પ્રતિબોધ;
સ્વપ્ન ત્યાં અધવચ રહ્યું, મન રાયને છે ક્રોધ. ૬૨

## કડવું ૯ મું.

### રાગ રામગ્રી.

બુદ્ધિસાગર પ્રધાન વદે, સુણ સ્વામી જી;
રાય ના કીજે રીશ, કહું શિર નામી જી. ૧
સદા સેવક છું તુજતણો, સુણ સ્વામી જી;
એમ કહી નામ્યું શીશ, કહું શિર નામી જી. ૨
આજ અસુર થયું ઘણું, સુણ સ્વામી જી;
ચઢિયો કશ્યપતન, કહું શીર નામી જી. ૩

*     *     *     *

સભા સર્વ સુની દીઠી, શુણ સ્વામી જી;
ત્યાં જુએ તમારી વાટ, કહું શિર નામી જી. ૪
પૃથ્વીપતિ જાગૃત નહિ, સુણ સ્વામીજી;
ક્યમ રહેશે રાજ્ય ને પાટ, કહું શિર નામી જી. ૫

---

૫૭ કશ્યપતન—સૂર્ય.

સૂર ઉગે કેમ સૂઈ રહીએ, સુણ સ્વામી જી;
ન હોય રાજાનો ધર્મ, કહું શિર નામી જી. ૬
રાજધર્મ જે જે કહ્યા, સુણ સ્વામી જી;
તે સાંભળ પૃથ્વીનાથ, કહું શિર નામી જી. ૭
વેદ મહિમા મુખે વદું, સુણ સ્વામી જી;
કહે ન્યાયશાસ્ત્ર એમ વાત, કહું શિર નામી જી. ૮
પરમાર્થે પ્રજાને પાળિયે, સુણો સ્વામી જી;
એ રાજાનો અધિકાર, કહું શિર નામી જી. ૯
ગઉ બ્રાહ્મણ પર સંકટ પડે, સુણ સ્વામી જી;
ત્યાં સંભાળે હથિયાર, કહું શિર નામી જી. ૧૦
દ્યૂત ક્રીડા મૃગયા રમતાં, સુણ સ્વામી જી;
આનંદે દિન જાય, કહું શિર નામી જી. ૧૧
સાવધાન શું સદા રહે, સુણ સ્વામી જી;
તો વાધે બહુ મહિમાય, કહું શિર નામી જી. ૧૨
સભા મધ્યે આવી બેસો, સુણ સ્વામી જી;
પ્રથમ પૃથ્વીનાથ, કહું શિર નામી જી. ૧૩
નમાયાંનો નિર્વાહ કરે, સુણ સ્વામી જી;
મન ધરવો અધિક વિચાર, કહું શિર નામી જી. ૧૪
સબળો નબળાને જો ગાંજે, સુણ સ્વામી જી;
તે રાજાને શિર ભાર, કહું શિર નામી જી. ૧૫
સુખ શય્યાએ પોઢિયા, સુણ સ્વામીજી;
ઉગ્યો કશ્યપતન, કહું શિર નામી જી. ૧૬

---

૮ ન્યાયશાસ્ત્ર–નીતિશાસ્ત્ર. ૯ પરમાર્થે ઇ૦—પ્રજાને ઇશ્વર પ્રીત્યર્થે પાળવી. ૧૪ નમાયાં–માબાપ વગરનાં–નિરાશ્રિત. ૧૫ સબળો ઇ૦—જો સબળો પુરૂષ નબળાને ગાંજે તો તેનો ભાર (પાપરૂપી) રાજાને માથે છે.

સવા પહોરનો સમય થયો, સુણ સ્વામી જી;
એમ માનજો હે રાજન, કહું શિર નામી જી. ૧૭
રાજકદૈવક રત્નહાણ થાય, સુણ સ્વામી જી;
તો શિર બેસે ગાળ, કહું શિર નામી જી. ૧૮
ક્ષણમાં આવી વિઘ્ન પડે, સુણ સ્વામી જી;
ત્યારે કોણ કરે સંભાળ, કહું શિર નામી જી. ૧૯
તેમાટે નવ સૂઈ રહીએ, સુણ સ્વામી જી;
દોહલો લોકાચાર, કહું શિર નામી જી. ૨૦
મંત્રીને મૂરખ કહે, સુણ સ્વામી જી;
હાસ્ય કરે સંસાર, કહું શિર નામી જી. ૨૧
માટે એ કરવું ઘટે, સુણ સ્વામી જી;
હવે તે કીજે મહારાજ, કહું શિર નામી જી. ૨૨
મુજને મારી શું લેશો, સુણ સ્વામી જી;
હણી ખડ્ગને ઘાય, કહું શિર નામી જી. ૨૩
મંત્રિ વિના મહિમા નવ રહે, સુણ સ્વામી જી;
જેમ જળ મધ્યે ઝાઝ, કહું શિર નામી જી. ૨૪
ખેડનાર બેસે સહી, સુણ સ્વામી જી;
એકે ના સરે કાજ, કહું શિર નામી જી. ૨૫
રાજાને પ્રધાન વિના, સુણ સ્વામી જી;
ઘડી એક ના ચાલે એમ, કહું શિર નામી જી. ૨૬
રાજા મનશુ એમ ગણે, સુણ સ્વામી જી;
મારે નહિ કોએ વત્રેક, કહું શિર નામી જી. ૨૭
મંત્રીશુ મન વાત કરે, સુણ સ્વામી જી;

---

૨૫ ખેડનાર ઇ૦—વહાણ ચલાવનાર જો બેસે—નાશ પામે તો.
૨૭ વત્રેક-વિના. મારે પ્રધાન વિના બીજુ કોઈ નથી.

આપે મનનું હીર, કહું શિર નામી જી. ૨૮
ક્ષણ એક જીવ જુજવા નહિ, સુણ સ્વામી જી;
બેહુનાં એક શરીર, કહું શિર નામી જી. ૨૯
રાજ્ય કરી રાજા જાણે, સુણ સ્વામી જી;
બુદ્ધિ આપે પ્રધાન, કહું શિર નામી જી. ૩૦
તે ઉપર એક આડ કથા, સુણ સ્વામી જી;
તે સંભળાવું રાજન, કહું શિર નામી જી. ૩૧
ચંદ્રસેન આગળ કહે, સુણ સ્વામી જી;
ત્યાં સંભળાવે વ્યાસ, કહું શિર નામી જી. ૩૨
શ્રોતાને કવિજન કહે, સુણ સ્વામી જી;
આનંદ ઇતિહાસ, કહું શિર નામી જી. ૩૩
નવ અધ્યાય પૂરા થયા, સુણ સ્વામી જી;
દશમો આગળ થાય, કહું શિર નામી જી. ૩૪
બુદ્ધિસાગરનાં વચન સુણી, સુણ સ્વામી જી;
મુખ નવ બોલે રાય, કહું શિર નામી જી. ૩૫

## કડવું ૧૦ મું.

### રાગ ગોડી દેશીફેર.

ચંદ્રસેન પ્રત્યે એમ બોલ્યા, સૂતપુરાણિક વ્યાસ;
ચિત્રાંગદ આગળ કહે, મંત્રિ આનંદ ઇતિહાસ. ૧
શ્રોતા સુણજો સાવધાન થઈ, આડકથા એક આવી;
વિપ્ર વીરજી પ્રાકૃત અર્થે, કહે સહુને સમજાવી. ૨
ત્રણ ઠામે એ કથા ચાલતી, સુણતાં મન આહ્લાદ;
બુદ્ધિસાગર ઉપરે, રાજાને ઉપન્યો વિખવાદ. ૩

---

૨૮ હીર–ગુપ્તભેદ.

ધરી ક્રોધે ખડ્ગશું, રાજા મન માંહે આણી રીસ;
મુખ નવ જોઉં એ પાપીનું, નિશ્ચે છેદું શીશ. ૪
ત્યારે મંત્રી એણીપેરે બોલ્યો, મુખથી મધુરાં વચન;
સ્વસ્થ થઇ સાંભળ મહારાજા, પૃથ્વીપતિ રાજન. ૫
કર્ણકુબ્જ એક નગર અનુપમ, ઉત્તરદેશ કહેવાય;
ભોજદત્ત છે તેનો રાજા, એનો બહુ મહિમાય. ૬
મહામોટો પરાક્રમી બળધારી, સત્ય પ્રતિજ્ઞા જાણ;
તે રાજાની મહીમંડળમાં, સઘળે ફરતી આણ. ૭
હય ગજ દળ માતા મદ ઝરતા, યોધ અપરમપાર;
આઠ કોશની સભા બેસતી, થઇ જોજન ચાર વિસ્તાર. ૮
હતા ચારસેં મંત્રી તેને, મહામોટા પ્રધાન;
રાજકાજ સહુ ચાલ્યાં જાયે, અતિ શોભામાન. ૯
પુત્ર એક છે તે રાજાને, મહાવિચક્ષણ જેહ;
હંસકેતુ ત્યાં નામ તેનું, મંત્રીશુ બહુ સ્નેહ. ૧૦
એક સમે મૃગયા નિસરિયો, સાથે યોધ અનંત;
જાણે કે સુરવર શણગાર્યો, દીસે શોભાવંત. ૧૧
અમુલક અશ્વ અનુપમ દીસે, પવન વેગે ઊજાય;
તેણે સમે તે નવ આવ્યો, મૃગયા રમવા તે રાય. ૧૨
હરણ ચિત્રા શ્યામ હરણ, તે તો જુએ રાજકુમાર;
આકરણાંત તાણી (ધનુષ) સાંઢયા, પાલ ઘણા મોઝાર. ૧૩
ચારે પાસે સેન તરવર્યું, વન ઉપર વામ્યા જેહ;
સાવજને ઘેરીને ઘાતી, આગળ લાવે તેહ. ૧૪

---

૧૧ સુરવર–ઈંદ્ર. ૧૨ મૃગયા—શિકાર. શ્યામ હરણ–કલિયાર. ૧૩ પાલ–માળા. ૧૪ વામ્યા–ચઢાઇ કરી ગયા. સાવજ–જંગલી પશુ. ઘાતી–પારધી. આગળ–રાજાની આગળ.

રાજકુંવરજી મનમાં [ ખીજી ], તત્ક્ષણ ચાપ ચઢાવ્યું;
તેણે સમે ત્યાં રાજા આગળ, હરણ એક ત્યાં આવ્યું. ૧૫
તે પૂઠે ઘોડો નંખાવ્યો, કરી ધનુષ્ સંધાણ;
પવનવેગે મૃગ ગયો નિસરી, નિષ્ફળ થયાં તે બાણ. ૧૬
તોએ કુંવર કેડ ના મૂકે, મૃગલો પંથ પળાય;
બીજું શર સાંધીને રાજા, સાવજ પૂઠે ધાય. ૧૭
વાયે ભરાણું ભરે થેકડા, હરણ ઊડે આકાશ;
અશ્વતણે ખુરને પડઘાએ, હુઓ મનમાં ત્રાસ: ૧૮
દૃષ્ટિ અગોચર ગયો નિસરી, નાઠું દશ જોજન;
મહાઅરણ્ય ઉદ્વસ્તમાં, પોહોત્યો એકાકી રાજન. ૧૯
સેન વિહીનો પડ્યો એકલો, કોશ કઠણ ચાળીશ;
કુંવરને કાંઇ પેરના સૂઝે, શું થાશે જગદીશ. ૨૦
તૃષાક્રાંત હુઓ ત્યાં રાજા, શોધ્યું ના મળે નીર;
અતિ શ્રમે શિથિલ થયું, અતિ કોમળ શરીર. ૨૧
એવે સમે એક દૃષ્ટે પડિયું, દેવળ શોભામાન;
ત્યાં આવી અવિચળ લોકના, કીધી અતિ ઉત્તમ શિવસ્થાન. ૨૨
અશ્વથકી હેઠો ઉતરી, એમ મનમાં વાત વિમાસે;
ઘણો પંથ ક્રમીને આવ્યો, ભૂપતિ પડિયો સાંસે. ૨૩
અશ્વ અનુપમ આસનકેરો, બાંધ્યો ત્યાં તોખાર;
ક્ષણ એક શયન કરૂં એ સ્થાનક, કીધો મન વિચાર. ૨૪

---

૧૬ ધનુષ્ય સંધાણ—ધનુષ્યમાં બાણનું સંધાન. ૧૭ શર—બાણ. ૧૮ ખુર—ખરી. ૧૯ દૃષ્ટિ અગોચર—નજરે દીઠામાં ન આવે તેમ. ઉદ્વસ્ત—ઉજડ. એકાકી—એકલો.

૨૦ સેન વિહીનો—સેના વગરનો. ૨૨ અવિચળ લો૦—સ્થિરપણે લોકના કીધી—દર્શન કર્યું. ૨૩ ક્રમીને—ઉલ્લંઘીને. ૨૪ આસનકેરો—બેસવાનો.

પૃથ્વીપતિ પોઢ્યો પૃથ્વી પર, લાંબા નાખી ચરણ;
અંગ આકડ્યું આળસ મોડે, અતિ તન ખૂંચે ધરણ. ૨૫
થાક્યો ભાગ્યો પડિયો રાજા, શીતલ વાય પવન;
ઘટિક બે પૂઠે થયો ત્યાં, નિદ્રાભર રાજન. ૨૬
બહુ નિદ્રા વ્યાપિક થયો પૂઠે, ના રહી શુદ્ધ શરીર;
જાણે કે સુખશય્યા પોઢ્યો, એમ સૂતો ત્યાં વીર. ૨૭
તેણે સમે ત્યાં અજગર એક મોટો, તે રહેતો વન માંય;
રાજાને સૂતો જાણીને, તત્ક્ષણ આવ્યો ત્યાંય. ૨૮
ચરણતણી પાસે આવીને, કીધું વદન વિકાશ;
ચરણ બેહુ મુખમાંહી લીધા, કરતો ચાલ્યો ગ્રાસ. ૨૯
જંઘા કટિ ઉદર અભ્યંતર, સુધી ગ્રસતો ચાલ્યો;
તેણે સમે બુદ્ધિસાગર કહે છે, ક્ષણુએ રાય ન હાલ્યો. ૩૦
હૃદેકમળ આખું આરોગ્યો, ગળિયું કંઠ પર્યંત;
વદનકમળ ઉઘાડું રહ્યું, દીસે શોભાવંત. ૩૧
બુદ્ધિસાગર ચિત્રાંગદને કહે છે, ચિત્ત ધરજો રાજાન;
તેવામાં ત્યાં જઇને પહોત્યો, ઉગ્રસેન પ્રધાન. ૩૨
જુએ તો અજગરે ગળ્યું, કુંવરકેરૂં તન;
અંગ આખું આરોગ્યો, ગ્રસવું રહ્યું વદન. ૩૩
તેણે સમે પ્રધાને આવી, પૂછિયું બેહુ વાણ;
આડો રાખી અજગરને, અળગો ત્યાં કીધો નિર્વાણ. ૩૪
ઉગ્રસેનને અજગર ઉપર, ચઢિયો કોપ અપાર;
કોણ કર્મ તેં કર્યું પાપી, ગળિયો રાજકુમાર. ૩૫
ધરી ખડ્ગને હણવા લાગ્યો, કોપ્યો સુભટ સુજાણ;

---

૨૯ વિકાશ કીધું—પોહોળું કર્યું. ગ્રાસ કરતો—ગળી જતો.
૩૦ ગ્રસતો—ગળતો.

તત્ક્ષણ તું મુને મારીશ, અજગર વદિયો વાણ. ૩૬
મારા મુખમાં વિષ નથી, નવ સળે એકે દંત;
નિર્વિષ હું છું નિરધાર, સાંભળ પ્રતિજ્ઞા વંત. ૩૭
શાપથકી અજગર અવતર્યો, તે ભોગવું આપ;
તેમાટે હું એ વનમાં, હુઓ ડેંડુ સાપ. ૩૮
તે વૃતાંત કહું તુજ આગળ, સાંભળ મારા સ્વામી;
મંત્રી પ્રત્યે અજગર બોલ્યો, મહામોદને પામી. ૩૯
શિવશર્મા નામે એક બ્રાહ્મણ, રહેતો વન મોઝાર;
મારે તેશુ મૈત્રી હુતી, બ્રાહ્મણકુળ અવતાર. ૪૦
એક સમે તે ધ્યાન ધરીને, કરતો હતો ખટકર્મ;
તેણે સમે મેં હાસ્ય કરી, જઈ ઉપજાવ્યો ભ્રમ. ૪૧
ધરી દોરડીને બીવરાવ્યો, સર્પ સર્પ કહી વાણ;
નાશ નાશ ખાધો નિર્ધાર, હાસ્ય કર્યું નિર્વાણ. ૪૨
ધ્યાનથકી ચૂક્યો શિવશર્મા, કોપ્યો દીધો શાપ;
મહાઅરણ્યમાં અજગરરૂપે, થઈ રહેજે તું સાપ. ૪૩
મેં દોરી દેખાડીમાટે, નિર્વિષ છું નિરધાર;
વળતું મેં બ્રાહ્મણને પૂછ્યું, કેમ થાશે ઉદ્ધાર. ૪૪
દયા ધરીને મુખથી બોલ્યો, સાંભળ મૂઢ વચન;
ભોજદત્ત રાજાનો કુંવર, આવે આણે વન. ૪૫
તેનો તન ગ્રસે જે વેળા, તે વેળા નિદ્રામાં રાજન;
તેણે સમે ઓચિંતો આવે, ઉગ્રસેન પ્રધાન. ૪૬
તેહતણા સ્પર્શ માત્રથી, થાશે તુજ ઉદ્ધાર;
સર્પ દેહ છૂટીશ નિર્ધાર, કહેજે સવ પ્રકાર. ૪૭
એટલી વાત કહીને અજગર, હુઓ બ્રાહ્મણ દેહ;

---

૩૭ નિર્વિષ—ઝેર વગરનો. ૩૯ મહામોદ—અતિ આનંદ.

વાત સાંભળી ઉગ્રસેનનો, ભાગ્યો મન સંદેહ. ૪૮
એ કથા રહી એટલે, હવે કુંવરની વાત;
નિદ્રા વ્યાપક કાંઈ ન જાણે, પોઢ્યો પૃથ્વીનાથ. ૪૯
તણે સ્વપ્નાંતર તે દેખે, સૂતો રાજકુમાર;
જાણે કો એક અબળા ઉભી, રૂપતણો ભંડાર. ૫૦
પુષ્પહાર આરોપ્યો કંઠે, કર સાંહે કેલીપાન;
બીડીવાળી વદે સુંદરી, લીજે મહારાજાન. ૫૧
રાજાએ બીડું લેવાને, તત્ક્ષણ ધરિયો પાણ;
કામનીએ કર તાણી લીધો, મુખથી બોલી વાણ. ૫૨
હસ્તકમળ બીડી નવ આપું, મુખમાંહે મેલું રાય;
મારે હાથે હું ખવડાવું તો, મુજને અતિ સુખ થાય. ૫૩
તેણે સમે ત્યાં હંસકેતુ, જોતો એવું સ્વપ્ન;
અબળાનો આદર દેખીને, અતિ વાધ્યો રાજન. ૫૪
તેવા માંહે જઈ જગાડ્યો, ઉગ્રસેન પ્રધાન;
ઘણી વાર સૂતાં થઇ સ્વામી, ઉઠો થઈ સાવધાન. ૫૫
તત્ક્ષણ નિદ્રામાંથી જાગ્યો, ચક્ષુ ચોળતો રાય;
મંત્રી ઉપર કોપ્યો રાજા, અતિશય ક્રોધે ભરાય. ૫૬
કોણ કર્મ કર્યું તેં પાપી, કીધો નિદ્રા ભંગ;
આજ પછી કો ના કરે, પાપી નિશ્ચે તારો સંગ. ૫૭
કોણ કામ જગાડ્યાકેરૂં, તુજને હતું આજ;
શેને તું આવ્યો મુજ પાસે, વણસાડ્યું મુજ કાજ. ૫૮
એવાં વચન સુણીને મંત્રી, બોલ્યો તેણીવાર;

---

૫૦ તણે સ્વપ્નાંતર—સ્વપ્નાંતરતણે સમયે. ૫૧ કેલીપાન—ચેવલી પાન. ૫૪ વાધ્યો-હર્ષથી ફૂલ્યો.

એકાકી વન માંહે શું, તુજને હીર ને અધિકાર. ૫૯
મેં વણસાડ્યું કારજ તારૂં, કીધો મહાઅન્યાય;
અજગરે આખો ગળિયો'તો, આઠ હાથની કાય. ૬૦
એવાં વચન સુણીને ધ્રુજે, શુદ્ધ ન રહી શરીર;
રોમ રોમ કંપારો ચઢિયો, વ્યાકુળ થયો તે વીર. ૬૧
હંસકેતુ કહે ત્યાં મુખથી, કરે વિનતિ ધન્ય ધન્ય;
નિદ્રાવશ હું કંઇ ન જાણું, દીધું જીવતદાન. ૬૨
એણે સમે તેં મુને જગાડ્યો, દીઠું એક સ્વપ્ન;
ઉગ્રસેન આગળ કહેવા માંડી, હંસકેતુ રાજન. ૬૩
તેમાટે મેં ક્રોધ આણીઓ, મિથ્યા થઈ અજ્ઞાન;
સદા આશરો તારો ઇચ્છું, તું મોટો પ્રધાન. ૬૪
વિનય કરી સંતોખ્યો મંત્રી, એટલે સેના આવી;
બુદ્ધિસાગર કહે ચિત્રાંગદને, આડકથા સંભળાવી. ૬૫
ઢમક્યાં ઢોલ નિશાન ગડગડ્યાં, વરત્યો જયજયકાર;
રાજપુત્રને લેઈ નિસરિયો, પો'ત્યો નગ્ર મોઝાર. ૬૬
એ કથા ત્યાં રહી એટલે, સુણજો શ્રોતાજન;
બુદ્ધિસાગર કહે ચિત્રાંગદ, સાંભળ રાજ વચન. ૬૭
તેમાટે સૂવું ના ઘટે, રાજાને નિર્ધાર;
હંસકેતુ જો વનમાં સૂતો, હવો કોણ પ્રકાર. ૫૮
એવાં વચન સુણી મંત્રીનાં, રાજા થયો રળિયાત;
ખડ્ગ તજ્યું ને રીસ ઉતરી, તે બોલતો પૃથ્વીનાથ. ૬૯
જેમ તે હંસકેતુએ નિદ્રામા, નિરખી નારી રત્ન;
તેમ મુજને અતિ વિસ્મય, હુઓ દીઠું એક સ્વપ્ન. ૭૦

---

૫૯ હીર ઈ૦—વનમાં જ્યાં તું એકલો છે ત્યાં તને શું હીર અને અધિકાર છે કે મારા જગાડ્યાથી તારૂં કારજ બગડ્યું !

અતિ સુંદર અબળા મેં દીઠી, રૂપતણો અવતાર;
કામાવતી છે નામ તેનું, કોટિ કળા અવતાર. ૭૧
સ્વપ્નાંતરમાં નયને નિરખી, તેશુ લાગ્યો રંગ;
તેણી વેળા તેં આવીને, કીધો નિદ્રા ભંગ. ૭૨
તેણી વેળા ક્રોધ ઉપન્યો, વ્યાપી મનમાં રીસ;
મારા ચિત્તમાં એવું આવ્યું, નિશ્ચે છેદું શીશ. ૭૩
તેવા માંહે તેં આડકથા કહી, ભાગ્યો મન સંદેહ;
મારા મનને નિશ્ચે આવ્યો, અતિ સુખ પામ્યો દેહ. ૭૪
જેમ તે વેળા ઉગ્રસેનનો, વિનય કર્યો રાજાન;
તેમ અપરાધ મારો જાણી, ક્ષમા કરો પ્રધાન. ૭૫
એટલે દશમો અધ્યાય સોંત્યો, પદ છોતેર પાવન;
આગળ કથા થશે વિસ્તારે, સુણજો શ્રોતાજન. ૭૬

## કડવું ૧૧ મું.

### રાગ અંદોલ.

સાંભળો સ્વામી એ, બોલ્યા છે મુનિ એ;
ચંદ્રસેન રાય કથા સુણો એ. ૧

### ઢાળ.

રાય ચંદ્રસેન કથા સુણો, એમ વદ્યા સુતમુનિજન;
પ્રધાન સાથે આવિયો, તે સભા મધ્યે રાજન. ૨
વિવિધ અંબર અંગે પહેર્યાં, પરમ શોભામાન;
ગુણ કાંતિ લક્ષણ ઉપમા, શોભે રાય રૂપ નિધાન. ૩

---

૭૬ સોંત્યો—સમાપ્ત થયો.

૩ અંબર—વસ્ત્ર. ગુણ ઇ૦—ગુણે, કાંતિએ, લક્ષણે અને ઉપમાએ તે રૂપનિધાન રાય શોભે છે.

મુકુટ માણેક મસ્તક જડી તે, ઝળકે હીરા જ્યોત;
મુખકમળવદન રહ્યું હસી, દીસતો પરમ ઉદ્યોત. ૪
જડિત કુંડળ કનકમય, તે સબળો ઝળકે કાન;
રત્નહાર હીરે જડ્યો, ઓપી રહ્યાં આભરણ. ૫
દુગદુગી ચોકી ચિત્રમાં, ચાલતાં ચમક અપાર;
ગોમેદ નીલક લસુણીઆ, ને થઇ રહ્યો ઝાતકાર. ૬
કંઠ આભરણ ઓપતાં, ઠામ ઠામ જડિત ઝવેર;
તે મધ્યે શોભે કનકમય, સાંકળી ત્રણે સેર. ૭
કંકણ પહોંચી મુદ્રિકા, મધ્યે જડ્યાં નાનાં નંગ;
નવગ્રહી પંચ પોરોઝાનાં, હું શું વખાણું રંગ. ૮
સભા મધ્યે આવિયો, મણિપુર નગર નરેશ;
રાય રાણા જોધ ઉઠી, નમ્યા નર સર્વ સેંશ. ૯
સિંહાસન બેઠો જઇ, કેસરી સિંહ સમાન;
દક્ષિણ દિશાએ નિકટ બેઠો, રાયનો પ્રધાન. ૧૦
ધ્વજા નેજા જોધ બહુ, નિશાનનો નહિ પાર;
સભા સહુ સોહામણી, થઈ રહ્યો જય જ્યકાર. ૧૧
વાજિત્ર વાજે વિવિધ પેરનાં, તાલ જંત્ર મૃદંગ;
નાટક નાચે અપ્સરા, નાચતી નૃત્ય શુદ્ધાંગ. ૧૨
ગુણી ગાંધર્વ ગાન કરતા, ઉપજે આનંદ;
ભાટ ચારણ બંદીજન, બોલતા નાના છંદ. ૧૩

---

૪ મુકુટ ઇ૦—મસ્તકના મુકુટ ઉપર માણેક જડિત છે. ૫ આભરણ—અલંકાર. ૬ ગોમેદ, નીલક, લસણિયા એ નામનાં રત્ન છે. ૮ નવગ્રહી—નવેગ્રહનાં રત્નજડિત આભૂષણ. પંચ ઇ૦—પાંચ પ્રકારના પિરોઝા. ૧૨ શુદ્ધાંગ—શુદ્ધ અંગવાળી.

૧૩ ગુણી—રાગ આદિ ગુણવાળા.

રંગમંડપતણી રચના, અતિ પરમ વિશાળ;
એણીપેરે લીલા કરે નિત્યે, ચિત્રાંગદ ભૂપાળ. ૧૪
એમ દિવસ રેણી ભોગવે, સુખ વામિયા બહુ દિન;
એકવારને સમે શું થયું, એમ વધ્યા વ્યાસ વચન. ૧૫
સકળ અંગે શોભતો તે, સહુથકી સર્વત્ર;
ચિત્રાંગદ બેઠો હતો ને, શીશ ધરિયું છત્ર. ૧૬
એવા માંહે ભાટ આવે, વિદેશી કો ત્યાંય;
વિવિધ વાજાં સાંભળીને, રંગમંડપ માંય. ૧૭
આવીને ઉભો રહ્યો, મુખ બોલતો ઉચ્ચાર;
મણિપુરકેરો રાજિયો, ધન્ય ધન્ય તુજ અવતાર. ૧૮
ધન્ય નગરી ધન્ય તું, ધન્ય નગરવાસી જન;
એ સભા ધન્ય વખાણીએ, જ્યાં તુજ સમો રાજન. ૧૯
ધન્ય જીવ્યું તુજતણું, ધન્ય ધન્ય તું પ્રધાન;
* * * * * ૨૦
દર્શન દીઠું તુજતણું, મન થયો અતિ રળિયાત;
ભાટ આશિષ ઓચરે, ધન્ય ધન્ય પૃથ્વીનાથ. ૨૧
કટક દળ પાસે બહુ, પ્રૌઢતાનો નહિ પાર;
સભા આવી ના દીઠી, હું ભમ્યો સકળ સંસાર. ૨૨
કનકાવતીથી આવિયો, ખટ માસનો છે પંથ;
તે નગરનો મહિમા કહું, સુણ રાય શોભાવંત. ૨૩
કામસેન રાજા ત્યાં વસે, હું રહેતો નગર મોઝાર;
કામાવતી એક સુતા તેને, રૂપનો અવતાર. ૨૪
તે દેખીતી દેવાંગના, અતિ સુઘડ સુજાણ;

---

૧૫ રેણી—રાત્રી. સુખ ૯૦—એવી રીતે સુખમાં ઘણા દિવસ વામિ-
યા. ૧૭ વિદેશી—પરદેશી.

અતિ રૂપ સુંદર સુંદરી, અવતરી ચતુર સુજાણ. ૨૫
કનકવરણી કાંતિ દીસે, નિરખતાં સુખ થાય;
એવી છે તે કામિની, તુજ સંગ શોભે રાય. ૨૬
માનિની મૃગલોચની, શિર વેણા વાસુકી જાણ;
વદન નિહાળે પ્રેમદા, તે ધરી દર્પણ પાણ. ૨૭
મેં રૂપ દીઠું તુજતણું, સંભારી તે નાર;
શણગાર સોળે સજે અબળા, થઇ રહ્યો ઝાતકાર. ૨૮
મુખકમળ નયની સુંદરી, દીસતી પ્રેમ ઉદ્યોત;
તારે સંગે શોભીએ, ચંદ્રમા સરખી જ્યોત. ૨૯
વાત એવી સાંભળી, મન હરખિયો રાજન;
ચિત્રાંગદ મન વિમાસે, એ નિરખી નાર સ્વપ્ન. ૩૦
નામ છે કામાવતી, ને કામનો અવતાર;
સ્વપ્ન માંહે મુજને કહ્યું, તે લહ્યો સર્વ પ્રકાર. ૩૧
વાત એવી સાંભળી, મન હરખિયો રાય;
સરપાવ આપ્યો ભાટને, ધન અશ્વ કનક કભાય. ૩૨
પ્રધાન પ્રત્યે બોલિયો, તેણે સમે રાજન;
સુતાં બેઠાં સાંભરે તે, નાર મારે મન. ૩૩
તેમાટે વહેલા જઇને, કરો તેહ પ્રકાર;
ઉતાવળ અદકી કરો, જેમ હાથ આવે નાર. ૩૪
બુદ્ધિસાગર નામ તારૂં, બુદ્ધિનો ભંડાર;
એવું કર ઉતાવળો, જેમ હાથ આવે નાર. ૩૫
સધારો ને સિદ્ધ કરો, વેગે મ લાવો વાર;

---

૨૯ મુખ ઇ૦—કમળ સમાન મુખ અને નયનવાળી અથવા મુખ ઉપર કમળ સમાન નયનવાળી. પ્રેમઉદ્યોગ—પ્રેમના પ્રકાશવાળી.

૩૨ કભાય–જામો.

પ્રપંચ એવો તું કરે, જેમ હાથ આવે નાર. ૩૬
કામાવતી વિના ન રહેવાયે, ઘડી એક લગાર;
જીવ જોવાને તલપે છે, કેમ હાથ આવે નાર. ૩૭
તેમાટે તુજને કહું, ફરી ફરી વાર હજાર;
તેમ કરો પ્રધાનજી, જેમ હાથ આવે નાર. ૩૮
મુખકમળ દેખું કામિની, કામાવતી નિરધાર;
દેઉં સૂરજ વધામણું, જેમ હાથ આવે નાર. ૩૯
વિપ્રને બહુ દાન આપું, અશ્વ ગજ ભંડાર;
દેવદીવા ચલાવું, જેમ હાથ આવે નાર. ૪૦
ગણેશને લાડું કરૂં, સિદ્ધિ બુદ્ધિનો દાતાર;
ભૈરવગણને હું નમું, જેમ હાથ આવે નાર. ૪૧
રાય કહે પ્રધાનજી, મુજ કરો એહ ઉપકાર;
ગુણ ક્યમે નહિ વીસરૂં, જેમ હાથ આવે નાર. ૪૨
વિલંબકેરો નથી અવસર, વીર થા અસ્વાર;
કહ્યું કર કોડામણા, જેમ હાથ આવે નાર. ૪૩
વચન એવું સાંભળી, મુખ બોલિયો પ્રધાન;
કામ કરશે કૃષ્ણજી, સમર્થ શ્રીભગવાન. ૪૪
એવું કહીને ખડ્ગ માગ્યું, રાયકેરૂં જેહ;
વચન એવું સાંભળી, તત્કાળ સોંપ્યું તેહ. ૪૫
આયુધજ પોતાતણાં છે, સકળ શોભામાન;
રાયને ચરણે નમી, અસ્વાર થયો પ્રધાન. ૪૬
કનકાવતીથી આવિયો, તે સંગ લીધો ભાટ;
પંથ છે ખટ માસનો,(તે)દેખાડશે તે વાટ. ૪૭

---

૩૬ મ લાવો–વાર મા ( નહી ) લાવો ( કરો ). ૪૦ દેવદીવા—
–આકાશદીવો–દેવને દીવા કરૂં.

આજ્ઞા માગી નિસર્યો, ને ધર્યો ઉત્તર પંથ;
બુદ્ધિસાગર નામ જેનું, ખરો પ્રજ્ઞાવંત. ૪૮
માસ છઠે આવિયો, કનકાવતીની પાસ;
કોશ બેથી નગર દીઠું, સૂર્ય કોટિ પ્રકાશ. ૪૯
એ કથા રહી એટલે, એમ વદ્યા સૂતમુનિજન;
પ્રધાનના ચાલ્યા પછી, ત્યાં શું કરે રાજન. ૫૦
કામાવતીને કારણે, કનકમય મેહેલ ચણાય;
નવા મોહોલ નિપાવિયા, અતિ ઘણી રચના થાય. ૫૧
ભૂખ નિદ્રા વિસરી, કામાવતીનું ધ્યાન;
દશે નારી પરહરી, મુખ ન બોલે રાજન. ૫૨
દિવસ જાયે દોહલા, ને ગણે દિન રાજન;
સ્વપ્ન મુજ સાચું ફળે, જો કૃપા કરે જગજીવન. ૫૩
વિમાસણ મન અતિ ઘણી, કરે બેઠો રાજ;
હવે ત્યાંની કથા તે, સાંભળો મહિમાય. ૫૪
કનકાવતીનો રાજિયો, કામાવતીનો તાત;
તેના નગર મધ્યે માલણ વસે, તે કહું માંડી વાત. ૫૫
તેને વાડી છે ખરી, નગરથી અર્ધ જોજન;
સૂકી છે કંઇ કાળની, જાવા ન થાયે મન. ૫૬
કૂવો સૂકો વૃક્ષ સૂકાં, થયો ઉદ્વસ્ત ઠામ;
ફળ પુષ્પ પત્ર મળે નહિ, કો ના લે કહીંએ નામ. ૫૭
એકવારને સમે કેમ થયું, સાંભળો શ્રોતાજન;
કાષ્ટ જઇને લાવીએ, માલણ વિમાસે મન. ૫૮

---

૪૮ પ્રજ્ઞાવંત—બુદ્ધિમાન.

વાડી ભણી તે નિસરી, ને શુકન સબળા થાય;
ફુલીફાલી દેખશે, પ્રધાન ચરણ પસાય. ૫૯
એવામાં જઈ ઉતર્યો, પ્રધાન તેણે ઠાર;
વૃક્ષ નિઃપલ્લવ થયાં, વનસ્પતિ ભાર અઢાર. ૬૦
કૂપ આખો ભરાયો, ઉછળી ચાલ્યું નીર;
ઠામ ઠામ લાગ્યાં બોલવા, કોકિલા સૂડા કીર. ૬૧
પાણીનો પ્રવાહ ચાલ્યો, પાટ ઠારો ઠાર;
ખંડ કદલીના મધ્યમાં, ઉછળે જળધાર. ૬૨
ઠામ ઠામ નિઃપલ્લવ થયું, ને ફરે હંસ ચકોર;
વાડી સહુ ફૂલી રહી, અતિ મધુર બોલે મોર. ૬૩
વૃક્ષ મોર્યાં વનતણાં, ફળ પુષ્પ ભાર અનંત;
વાડીની વેળા વળી, જાણે આવ્યો માસ વસંત. ૬૪
આંબા જાંબુ ખજુરી ને, નત અખોડ બદામ;
ફળ ભારથી વૃક્ષતણી, ડાળો નમે ઠામો ઠામ. ૬૫
સાકરલીંબુ સદાફળ, દાઢમી દ્રાક્ષ અંજીર;
અખોડ અંજીર બદામ ખારેક,(સર્વ)શ્રીફળ મધ્યે ભરિયું નીર. ૬૬
જાઇ જુઈને મોગરો, માલતીનો મકરંદ;
કરેણ જાસુ કેવડો, કેતકીકેરાં વૃંદ. ૬૭
માલણ મનમાં વિમાસી, ધ્રૂજવા લાગી શીશ;

---

૫૯ કવિ કહે છે કે તે વાડીને માલણ ફુલીફાલી દેખશે. પ્રધાન ચરણ પસાય–પ્રધાનના ચરણની કૃપાથી.

૬૦ નિઃપલ્લવ–અર્થાત્ પાંદડાંવાળાં. ૬૨ પાટ–પાણીના પાટ. ખંડ ક૦–કદલી (કેળો)ના ખંડમાં જૂદા જૂદા ભાગમાં ફુવારાના જળની ધાર ઉછળે છે.

૬૪ મોર્યાં–મોરવાળાં થયાં. ૬૫ નત–શળનું ઝાડ. ૬૭ માલતી—બટમોગરો. જાસુ–જાસવંદ.

વાડી દીઠી ફૂળ ફૂળી, ધન્ય શ્રીજગદીશ. ૬૮
કંઇ કાળની સૂકી હતી, રહી ગયાં તે સાલ;
મુજ દિન ઉપર દયા આણી, ધન્ય શ્રીગોપાળ. ૬૯
વાડી માંહે પરવરી, ને વિમાસે તે મન;
અસ્વાર દીઠો ઉતર્યો, કંઇ ભાગ્ય મારૂં ધન્ય. ૭૦
ફૂલ વીણી હાર ગુંથ્યો, ધરી મન ઉલ્લાસ;
બહુ પુષ્પ આણી મૂકિયાં, પ્રધાનકેરી પાસ. ૭૧
બુદ્ધિસાગર બુદ્ધિવંત છે, મહાબુદ્ધિનો ભંડાર;
માલણને એક મહોર આપી, રહ્યો તેણે ઠાર. ૭૨
કવિજન શ્રોતાને કહે પેરે, સૂતપુરાણિક વ્યાસ;
એ કથા કોમળ સાંભળે, તેની પહોચ્યે આશ. ૭૩
એટલે અધ્યાય થયા પૂરણ, એકાદશ પાવન;
ત્યાર પૂઠે શું થયું, સાંભળ ચંદ્રસેન રાજન. ૭૪

## કડવું ૧૨ મું.

### રાગ ધવલધનાશ્રી.

ચંદ્રસેન પ્રત્યે એમ બોલ્યા, સૂતપુરાણિક મુન્ય જી;
મંત્રિની સ્તુતિ કરવા લાગી, માલણ તેણે દિન જી. ૧
કરસંપુટ કરે વિનતિ, મહામોદને પામી જી;
મારી વાડી ફૂળી ફૂલી, તુજ ચરણ પ્રતાપે સ્વામી જી. ૨
વિનયવચનશુ વિનતા બોલી, આણી મન ઉલ્લાસ જી;
કર્મ સંયોગે પ્રભુ પધાર્યા, પહોચી મનની આશ જી. ૩
વાડી નિઃપલ્લવ તેં કીધી, આપ્યું જીવતદાન જી;
તેમાટે તમને તો રાખો, ચિરંજીવી ભગવાન જી. ૪

---

૨ કરસંપુટ—હાથ જોડીને. મહામોદ—અતિ હર્ષ.

દૂરથકી આવ્યા દીસો છો, ક્યાં વસતા શું નામ જી;
જેણે અર્થે પ્રભુ પધાર્યા, સિદ્ધ કરો તે કામ જી. ૫
એવાં વચન સુણી બુદ્ધિસાગર, પામ્યો હર્ષ અપાર જી;
મુક્તાફળનો હાર કંઠથી, આરોપ્યો તેણીવાર જી. ૬
પ્રેમ ધરીને પૂછે મંત્રી, કોણ નગર છે એહ જી;
કિયો રાય શું નામ તેહનું, ભાંજે મન સંદેહ જી. ૭
કેવું રાજ્ય કરે છે રાજા, પ્રજાતણી પ્રતિપાળ જી;
ગઉ બ્રાહ્મણ ઉપર હેત રાખી, કેવી કરે સંભાળ જી. ૮
શી સંતતી છે રાજાને, પુત્ર કલત્ર પરિવાર જી;
વાડી માંહે માલણને પૂછે, મંત્રી તેણીવાર જી. ૯
એવાં વચન સુણીને અબળા, બોલી મધુર વચન જી;
કહું કારણ એ નગરીકેરું, સાંભળો તમે સ્વામી જી. ૧૦
કનકાવતી છે નગર અનોપમ, દીસે શોભાવંત જી;
તેનું રાજ્ય કરે મહારાજા, કામસેન રાજન જી. ૧૧
કામાવતી નામે એક કુંવરી, અબળા બાળકુમારી જી;
પુરૂષાકારે દ્રષ્ટે પડે તો, તત્ક્ષણ નાખે મારી જી. ૧૨
કંઇ હત્યા કીધી અબળાએ, શ્વાન વૃષભ તોખાર જી;
ન જાણીએ શામાટે કરતી, પુરૂષતણો સંહાર જી. ૧૩
તેનું કારણ કળ્યું ન જાયે, સાંભળ મારા સ્વામી જી;
નગર માંહે કો ચાલી ના શકે, રહ્યા લોક દુઃખ પામી જી. ૧૪
નગરના વાસી કર્યા વાંઝિયા, પડિયો હાહાકાર જી;
એક સમે ત્યાં નગરલોક સહુ, આવ્યા રાજદ્વાર જી. ૧૫
તે દહાડેથી કામાવતીને, કારાગૃહમાં રાખી જી;
ત્યાર પછી બહાર ન આવે, પડી તેલમાં માખી જી. ૧૬

૬ આરોપ્યો—માલણના ગળામાં.

દિવસ આઠમે બહાર નિસરે, સંગ સખી સો ચાર જી;
પહેલે દિવસે ત્યાં પડો ફેરવે, રાજા નગ્ર મોઝાર જી. ૧૭
ત્યાંર પછી તે અબળા આવે, અંબાને સ્વસ્થાન જી;
અતિ જોબન મદમાતી દીસે, સુંદર રૂપ નિધાન જી. ૧૮
વાત સાંભળી વાડી માંહે, મંત્રી વાત વિમાસે જી;
દિવસ આઠમે દે'રે આવશે, કારજ અમારૂં થાશે જી. ૧૯
બેઠો મંત્ર વિચારે મંત્રી, સિદ્ધ પામે કામ જી;
નગર મધ્યે જઇ ડેરો કીધો, માલણ ઘર વિશ્રામ જી. ૨૦
તેણે સમે પૂછે અબળાને, બુદ્ધિસાગર પ્રધાન જી;
તારે મંદિર અમો આવશું, જો આપો સ્વસ્થાન જી. ૨૧
એવાં વચન સુણી અબળા મન, મહાઆનંદ પામી જી;
એવું કર્મ ક્યાંથી અમારૂં, તમો પધારો સ્વામી જી. ૨૨
નગર તમારૂં ભુવન તમારૂં, હું છું દાસી તમારી જી;
સેવક થઇને વનો કરૂં, તુજ ચરણકમલ બલિહારી જી. ૨૩
એવું વચન સુણી મંત્રી, ત્યાંથી થયો અસ્વાર જી;
ઘડી એકમાં પંથ નિર્ગમ્યો, પોહોચ્યો નગર મોઝાર જી. ૨૪
માલણને ઘેર જઇ ઉતરિયો, બુદ્ધિસાગર પ્રધાનજી;
તેણે સમે કો નગરવાસી, ન લહે કોને કોણ જી. ૨૫
એ કથા રહી એટલે, સાંભળજો સહુ કોય જી;
ચિત્રાંગદ રાજાનો મંત્રી, બેઠો કૌતક જોય જી. ૨૬
ખટ દિવસ પરિપૂરણ વીત્યા, થયો સાતમો દિન જી;
તેણે સમે પડો ફેરવે, નગર મધ્યે રાજન જી. ૨૭

---

૨૦—બેઠો ઈ૦—મંત્રી બેઠો બેઠો મંત્ર ( ગુપ્ત વાત ) વિચારે છે, કે એ કામ સિદ્ધિ પામે. ક્યારે ? જો નગરમાં જઇને માળણને ઘેર વિશ્રામ કર્યો હોય તો. ૨૩ ( ? ) વનો—વિનય

વહાણે રાણી દેરે જાશે, કરવાને દરશન જી;
પુરૂષાકારે બહાર ન આવે, બ્રાહ્મણ ઋષિ મુનિજન જી. ૨૮
પાણી પીવા પશુ ના છૂટે, ક્ષણમાં અનર્થ થાશે જી;
પુરૂષાકારે દષ્ટે પડે તો, ક્ષણમાં માર્યો જાશે જી. ૨૯
પડો સાંભળી વિસ્મય હુઓ, એ મોટો ઉત્પાત જી;
મહાકોપ કરી ચઢે કામિની, મન વિમાસે વાત જી. ૩૦
ત્યાં ચિત્રાંગદ કરે ઉતાવળ, કળકળે તે કલ્પાંત જી;
અહીં તો એની વાત સાંભળી, થઇએ મૂર્ચ્છાવંત જી. ૩૧
ત્યાં તેમ અહીં એમ છે, કેઈ પેરે કારજ થાશે જી;
કશો ઉપાય કરેથી હાવે, બેઠો વાત વિમાસે જી. ૩૨
મન વિચારી પહેલે દહાડે, પોતે આવ્યો ત્યાંય જી;
ચંડીના મંડપમાં આવી, પેઠો ડેરા માંય જી. ૩૩
રાત પાછલી તેણી વેળા, રહી જામની એક જી;
તેણે સમે કાળીને સ્થાનક, નહિ કો તે વત્રેક જી. ૩૪
સ્નાન કરીને પૂજા કીધી, અંબાની તેણીવાર જી;
માંહીથી સાંકળ ચઢાવી, બન્ને ભીડ્યાં બાર જી. ૩૫
સતીતણી સ્તુતિ કરવા લાગ્યો, મા આપો વરદાન જી;
એ અબળા મુજ હાથ ચઢે તો, જઈ સોપું રાજન જી. ૩૬
એવો જાપ જપે ત્યાં મંત્રી, હવો પ્રાતઃકાળ જી;
પ્રતિમાની પૂઠે બેઠો, કરે માત પ્રતિપાળ જી. ૩૭
એ કથા રહી એટલે, સુણજો શ્રોતાજન જી;
ચંદ્રસેનને વ્યાસ કહે, ત્યાં સૂતપુરાણિક મુનિજન જી. ૩૮
કામાવતી કેમ ડેરે આવી, તે કથા સંભળાવું જી;

---

૩૧ મૂર્ચ્છાવંત—મૂર્ચ્છાવાળા. ૩૪ તે વત્રેક-મંત્રી વિના.

કેવી વાત થશે અંબાશુ, ભલીભાત સમજાવી જી. ૩૯
પદ ચાળીશ થયાં પરિપૂરણ, અધ્યાય દ્વાદશ પૂરણ જી;
આગળ સંક્ષેપે ગુણ બોલું, ચોપાઇએ વિસ્તાર જી. ૪૦

## કડવું ૧૩ મું.

### રાગ ગોડીની ચોપાઈ.

સૂતપુરાણિક કહે કથા, રંગ રાતી હો;
નગરથકી ત્યાં નિસરી, રંગ રાતી હો. ૧
સંગે સો ચાર નાર, નાર મદમાતી હો;
કનકથાળ કરમાં ધરી, રંગે રાતી હો. ૨
શ્રીફળ ફોફળ પાન, શ્યામા ગુણ ગાતી હો;
ચાલી અંબા પૂજવાકાજ, રંગે રાતી હો. ૩
ધરી હૃદયામાં ધ્યાન, શ્યામા ગુણ ગાતી હો;
આભ્રણ પેહેર્યા ઓપતાં, રંગ રાતી હો. ૪
પહેર્યાં નૌતમ ચીર, શ્યામા ગુણ ગાતી હો;
કનકથાળ કરમાં ધરી, રંગ રાતી હો. ૫
હીરા માણેક ને લાલ, શ્યામા ગુણ ગાતી હો;
નાલિકેર બીજોરડાં, રંગ રાતી હો. ૬
સાથે અબીલ ગુલાલ, શ્યામા ગુણ ગાતી હો;
મૃગમદ કેસર અરગજા, રંગ રાતી હો. ૭
પુષ્પતણો નહિ પાર, શ્યામા ગુણ ગાતી હો;
નગરથકી તે નિસરી, રંગ રાતી હો. ૮
સંગ સખી સો ચાર, શ્યામા ગુણ ગાતી હો;

---

૩ ફોફળ—સોપારી.

દર્શન કરવા ત્યાંહે નાર રંગ રાતી હો. ૯
ચાલી સહિયર સાથ, શ્યામા ગુણ ગાતી હો;
અદા અદા મુખ બોલતી, રંગ રાતી હો. ૧૦
ખડ્ગ ધર્યાં છે હાથ, શ્યામા ગુણ ગાતી હો;
દેવળ પો'તી પદ્મની, રંગ રાતી હો. ૧૧
ભીડ્યાં દેખી કમાડ, શ્યામા ગુણ ગાતી હો;
દ્વાર કેમે ના ઉઘડે, રંગ રાતી હો. ૧૨
મનશુ ધરે ઉચ્ચાટ, શ્યામા ગુણ ગાતી હો;
કામાવતી કરે વિનતિ, રંગ રાતી હો. ૧૩
દર્શન દીજે માત, શ્યામા ગુણ ગાતી હો;
સ્તુતિ કરે અંબાતણી, બલિહારી હો. ૧૪
જોડીને બેહુ હાથ, છું દાસી તારી હો;
દર્શન દીજે દાસીને, બલિહારી હો. ૧૫
વેગે મ લાવો વાર, છું દાસી તમારી હો;
સદા સેવક છું તમતણી, બલિહારી હો. ૧૬
શીઘ્ર ઉઘાડો દ્વાર, છું દાસી તમારી હો;
પૂજા કરવા પ્રેમશુ, બલિહારી હો. ૧૭
આવું આઠમે દિન, છું દાસી તમારી હો;
રાત દિવસ તુજને ભજું, બલિહારી હો. ૧૮
જાગ્રત સૂતાં ધ્યાન, છું દાસી તમારી હો;
અધક્ષણ નામ ના વિસરે, બલિહારી હો. ૧૯
નહિ કો તુજ સમાન, છું દાસી તમારી હો;
તું કાળી ક્યાં કાલિકા, બલિહારી હો. ૨૦

---

૧૦ અદો અદો—ઉદો ઉદો–ઉદય.

હિંગળાજ ને હર્ષદા, છું દાસી તમારી હો;
વિશ્વ આખે વ્યાપી રહી, બલિહારી હો. ૨૧
નવખંડમાં નામ પ્રસિદ્ધ, છું દાસી તમારી હો;
છોરૂને છેહ ના દીજિયે, બલિહારી હો. ૨૨
કઠણ ના કીજે મન, છું દાસી તમારી હો;
દયા કરો મુજ દાસને, બલિહારી હો. ૨૩
દીજે માત દર્શન, છું દાસી તમારી હો;
પૂજીને પાછી ફરૂં, બલિહારી હો. ૨૪
વિલંબ ન કીજે માય, છું દાસી તમારી હો;
માટે દ્વાર ઉઘાડિયે, બલિહારી હો. ૨૫
દર્શન મુજને થાય, છું દાસી તમારી હો;
મુજ અપરાધ ક્ષમા કરો, બલિહારી હો. ૨૬
મૂકો મનની રીસ, છું દાસી તમારી હો;
કામાવતી વિનતિ કરે, બલિહારી હો. ૨૭
ચરણે નામું શીશ, છું દાસી તમારી હો;
મુજને દર્શન દીજે માત, બલિહારી હો. ૨૮

## કડવું ૧૪ મું.

### રાગ ચોપાઈ.

સૂતપુરાણિક વદ્યા વચન, સાંભળ ચંદ્રસેન રાજન;
ઘણું વલવલે રાજકુમાર, અંબાને મન રોષ અપાર. ૧
કામાવતી મન વિમાસે ખરૂં, પૂજ્યા વિના કેમ પાછી ફરૂં;
અંબા પ્રત્યે બોલી વાણ, ક્રોધ તજીને કરૂણા આણ. ૨
ભવાની તું ભાવે ભજની, કરૂણા કર અમૃત લોચની;
દ્વાર ઉઘાડે દર્શન થાય, મુજ અપરાધ ક્ષમા કર માય. ૩

ત્રણ પહોર વિત્યા ત્યાં ખરા, પ્રતિઉત્તર હુઆ આકરા;
એટલે અંબા બોલી વાણ, સાંભળ મૂર્ખ મૂઢ અજાણ. ૪
કહે બુદ્ધિસાગર સુણ પાપણી, નરહત્યા તેં કીધી ઘણી;
કંઇ કોટિકનો કર્યો સંહાર, તેમાટે ઉઘાડું નહિ દ્વાર. ૫
તારૂં મુખ જોઉં નહિ કદા, ફોકટ પામે કાં આપદા;
તેમાટે અહીંથી જાઓ આજ, ઘણા દિવસ મેં રાખી લાજ. ૬
થયું પાપ એકઠું અત્યંત, ક્રોધવચન કહી કરડે દંત;
તાળી પાડે ને ઉછળે, પરછંદા પેલી સાંભળે. ૭
નરહત્યારી નિશ્ચે થઇ, મારે સ્થાનક શાને રહી;
આજ પછી ના આવીશ નાર, તારૂં કામ નહિ દરબાર. ૮
જો આવીશ તો કોપીશ ઘણું, તું કીધું પામીશ આપણું;
તેમાટે તુજને આ ઠાર, આજ નહિ ઉઘાડું બાર. ૯
કામસેનની તું દીકરી, દુષ્ટ રૂપ થઇ તું અવતરી;
કોપે કાળી વદે વચન, તુજને નહિ આપું દર્શન. ૧૦
તારા પાપતણો નહિ પાર, નામ સુણી નાસે સંસાર;
તેમાટે જા સ્થાનક તજી, ઘણી લાજ રાખું છું હજી. ૧૧
સૂતપુરાણિક કહે વારતા, શ્રોતાજન સુણજો સર્વથા;
વચન સાંભળી શુદ્ધિ વિસરી, થરથરાટ ધ્રુજે સુંદરી. ૧૨
સખી સર્વ ત્યાં વિસ્મય થઇ, શુદ્ધ સહુ તન મનની ગઇ,
ખડ્ગ હાથથી હેઠાં પડ્યાં, ભય પામીને સહુ હડબડ્યાં. ૧૩
કામાવતીને સહુ કોય, વિનતા મન વિચારી જોય;
તુજ ઉપર છે અંબા કોપ અપાર, અંબા રીસાવ્યાં નિરધાર. ૧૪
તેમાટે વિનય કરો સુંદરી, દશે આંગળી મુખમાં ધરી;
માતા મનશુ આણે દયા, રીસ ઉતારી આણે મયા. ૧૫

વળતી બોલી કામાવતી, કરજોડી કીધી વિનતિ;
મુજ અપરાધ ક્ષમા કરો માય, આજથકી ના કરૂં અન્યાય. ૧૬
નાકતણી ત્યાં લીટી કરી, કહુ છું દાંતે દોરડી ધરી;
છોરૂ કછોરૂં હોયે માત, બાળકનો નવ મેલે હાથ. ૧૭
તેમાટે મન મૂકી રીસ, અંબા પાણ ધરો મુજ શીશ;
કામાવતી એમ બોલી વાણ, તારી લજ્જા તુજને જાણ. ૧૮
બહુ અપરાધ ઘણા મેં કર્યા, તુજ આગળ ખોળા પાથર્યા;
આજથકી નવ અન્યા[યિ] કરૂં, વચન વદો તે મુસ્તક ધરૂં. ૧૯
વળતું ચંડી બોલી વાણ, સાંભળ મૂરખ મૂઢ અજાણ;
પુરૂષ તેટલા છે શિવરૂપ, નારી ઉમયાતણું સ્વરૂપ. ૨૦
તેની તું તો ઘાતજ કરે, પાપ કર્મ નિત્યે આચરે;
આજ લગી છે બાળકુમાર, ધિઃક પડ્યો તારો સંસાર. ૨૧
પૂર્વજ નરક પડ્યા તુજથકી, સપ્ત કુળ કીધાં પાતકી;
તે કેમ છૂટીશ રે પાપણી, અંતકાળ થાઇશ સાપણી. ૨૨
માટે તું માને નિરધાર, શિવસ્વરૂપ છે પુરૂષાકાર;
પુરૂષતણી જો સેવા થાય, ભવનાં પાપ સમૂળાં જાય. ૨૩
તેમાટે શીખામણ કહું, ભૂત ભવિષ્યનું કારણ લહું;
મણિપુર ચિત્રાંગદ રાજાન, તેહતણો આવ્યો પ્રધાન. ૨૪
ખડ્ગ રાજાનું મધ્યે ધરી, તેને તું પરણે સુંદરી;
તેની સાથે જાયે નાર, તે વેળા આવે દરબાર. ૨૫
મારૂં મન થાશે પ્રસન્ન, ત્યારે હું આપીશ દર્શન;
આજ નહિ ઉઘાડું બાર, સત્ય વચન માને નિરધાર. ૨૬
સત્ય વચન મન માંહે ધરે, પરણીને જાજે સાસરે;
તે વેળા આવે મુજ પાસ, મારૂં મન થાશે ઉલ્લાસ. ૨૭

---

૧૮ પાણ—હાથ.

જગદંબા મુખથી ઓચરી, સત્ય વચન માને સુંદરી;
પૂજાનો મારે ખપ નથી, તારા મનમાં જો તું કથી. ૨૮
એવાં વચન સુણીને નાર, ચરણ નમી કીધો નમસ્કાર;
શામાટે મન આણો રીસ, માતા ! વચન ચઢાવું શીશ. ૨૯
કહ્યું તમારૂં જઇને કરૂં, બીજી હવે વાત ન આદરૂં;
એવું કહીને ચાલી નાર, ના રહી ઉભી એક લગાર. ૩૦
સાથ સરવશુ પાછી ફરી, અબળા નગર ભણી પરવરી;
આવી કનકાવતી મોઝાર, રાજ મોહોલ પોહોચી નિરધાર. ૩૧
માત પિતાની પાસે ગઈ, કર જોડીને ઉભી રહી;
મુખથી બોલી કામાવતી, સાંભળજો મારી વિનતિ. ૩૨
આજ લગી મેં કીધાં પાપ, અકૃત્યે ઉપજાવ્યો સંતાપ;
તે પાતક મારૂં ઉતરે, પરણીને જાઉં સાસરે. ૩૩
પુરૂષતણી ત્યાં સેવા કરૂં, વચન વદે તે મુસ્તક ધરૂં;
ત્યાં થાયે મારો ઉદ્ધાર, મનશું એવો કર્યો વિચાર. ૩૪
માતપિતા ત્યાં વિસ્મય થાય, અરે દૈવ એ શું કહેવાય;
પુરૂષ જાત ઉપર છે વેર, આજ સાંભળી અવળી પેર. ૩૫
દૃષ્ટે ન ગમે પુરૂષાકાર, નર નામે કરતી સંહાર;
મારી નર ને ન ધુએ હાથ, આજ સાંભળી વિસ્મય વાત. ૩૬
તે એના મુખથી નિસર્યું, કેઇ પેરે માનીએ ખરૂં;
નર નામે તો કરે નાશ, કેઇ પેરે આવે વિશ્વાસ. ૩૭
કામસેન મન વિસ્મય થાય, અવળી ગંગા કેમ વહી જાય;
હવે પુત્રી કહે માગું વરદાન, કાં સાંસે પડિયા રાજાન. ૩૮
મુજને પરણાવો નિરધાર, મનશુ ન ધરશો અન્ય વિચાર;
વચન સાંભળી હરખ્યો રાય, અતિ આનંદે ઉલટ થાય. ૩૯

૩૩ અકૃત્ય—દુષ્કૃત્ય.

ભલો ભલો તું શ્રીભગવંત, ઘટ વ્યાપક પ્રજ્ઞાવંત;
તારી માયા કો નવ કળે, ગુણી ગાંધર્વ ઇંદ્રાદિક ચળે. ૪૦
તો તારા મનમાં ઉપજે, અંતર્યામી થઇને ભજે;
સૂતપુરાણિક વધ્યા વચન, સાંભળ ચંદ્રસેન રાજન. ૪૧
રાજા મનશુ હરખ્યો સહી, એ કથા એટલેથી રહી;
એટલે અધ્યાય દશ ને ચાર, ચંડીનો સાંત્યો વિસ્તાર. ૪૨
કર જોડી કવિજન કહે કથા, એકવાર હરિહર કહો સર્વથા;
હરિ કહો આણી વિશ્વાસ, ચંદ્રસેનને કહે છે વ્યાસ. ૪૩

## કડવું ૧૫ મું.

### રાગ રામગ્રી.

એણી પેરે બોલ્યા સૂત મુનિજન જી;
સાંભળ રાજા પ્રેમવચન જી. ૧

### ઢાળ.

વચન ઉત્તમ સાંભળી, રાય ચંદ્રસેન સુજાણ;
સૂતપુરાણિક ઓચર્યા, પુસ્તક લીધું પાણ. ૨
પુત્રીતણાં વચન સુણતાં, હરખ પામ્યો રાય;
વિશ્વાસ મન આવે નહિ, અતિ પરમ વિસ્મય થાય. ૩
કામાવતીની સખી પ્રત્યે, પૂછતો રાજન;
તમો કંઇ લહેતાં હશો, અસત્ય સત્ય વચન. ૪
સાચું કે વા જૂઠું બોલે, કહોની મુજને પેર;
પુરૂષકેરી જાત ઉપર, ધરતી નિશ્ચે વેર. ૫
આજ બોલી મુખથી, મુજ કરો પાણિગ્રહણ;
પુરૂષને કયમ ઇચ્છતી, જે પમાડ્યા બહુ મરણ. ૬

૪૨ ચંડીનો—દેવીનો. સાંત્યો— સમાપ્ત થયો.

વચન એવું સાંભળી, વદી અબળા વાણ;
કાલે દ'રે નિપન્યું, સુણ રાય ચતુર સુજાણ. ૭
કાળિકા કોપી ઘણું, અતિ ક્રોધ આણી મન;
કામાવતીને કાળિકાએ, ન આપ્યું દર્શન. ૮
ત્રણ પહોર ઊભી રહી, પણ ઉઘાડે નહિ દ્વાર;
હત્યારીનું મુખ ના જોઉં, કર્યો બહુ તિરસ્કાર. ૯
પુત્રી તારી ટળવળે, વલવલે જોડી હાથ;
વડી વાર વિત્યા પછી, મુખથકી બોલ્યાં માત. ૧૦
કામાવતી ઉપર કોપ આણી, આપિયું વરદાન;
મણિપુરકેરા રાજિયાનો, આવિયો પ્રધાન. ૧૧
તેના ખાંડાને વરી તું, જજે તેને દેશ;
કામાવતીને કાળિકાએ, આપિયો ઉપદેશ. ૧૨
તેમાટે કામાવતી મુખ, સત્ય બોલે આજ;
વાત એવી નિપની, સત્ય માનજો મહારાજ. ૧૩
કામસેન એવું સાંભળી, સખીએ કહ્યું વૃત્તાંત;
વિશ્વાસ આવ્યો મન વિષે, સહુ ટળી મનની ભ્રાંત. ૧૪
એ કથા રહી એટલે, સાંભળો શ્રોતાજન;
પ્રધાને ત્યાં શું કર્યું, એમ વદ્યા સૂતમુનિ જન. ૧૫
શક્તિની સેવા કરી, પછે ગયો નિજ સ્વસ્થાન;
ત્રિજે દિવસે રાજદ્વારે, આવિયો પ્રધાન. ૧૬
પવનવેગી પલાણ્યો છે, પરમ સુંદર જેહ;
કામસેનની સભામાં, આવિયો ત્યાં તેહ. ૧૭
અતિ લક્ષણ દિસે તેમાં, અતિ શોભામાન;
કામસેને પૂછિયો, કો મોટાનો પ્રધાન. ૧૮
અશ્વથી હેઠો ઉતરી, દીસતો શોભામાન;

બુદ્ધિસાગર છે નામ જેનું, મહા પ્રજ્ઞાવંત. ૧૯
સભા સહિત બેઠા થયા, સનમુખ આવે રાય;
ભેટવા પ્રધાનને તે, તેજનો મહિમાય. ૨૦
અન્યો અન્યે ભેટિયા, ને દીધાં આલિંગન;
સભા મધ્યે નિકટ આસન, આપિયું રાજન. ૨૧
કામસેને કરી વિનતિ, કેમ પધાર્યા મહારાજ;
ઘણા દિવસે સંભાર્યા, કેમ કૃપા કીધી આજ. ૨૨
વેગળેથી આવવું, કહો ક્યમ થયું સ્વામિન;
સહોદર છો આપણા, કંઈ ચિંતા મ રાખો મન. ૨૩
વચન રાયનાં સાંભળીને, બોલિયો પ્રધાન;
મણિપુર મધ્યે મહામુગટમણિ, ચિત્રાંગદ રાજાન. ૨૪
તે સત્યવાદી છે ભલો, કહેવાયે રાણો રાય;
પૂર્વ પશ્ચિમ ઉત્તર દક્ષિણ, વાધિયો મહિમાય. ૨૫
તે શક્તિની સેવા કરે, વામિયા એક બહુ દિન;
ભવાનીએ રાયને, આપિયું એક સ્વપ્ન. ૨૬
કનકાવતીના રાજિયાની, સુતા સુંદર જેહ;
નામ છે કામાવતી, તું પરણ જઇને તેહ. ૨૭
એવું જાણિ આવિયો, ખટ માસનો છે પંથ;
સ્વામી કારજે નિસર્યો, સુણ રાય શોભાવત. ૨૮
વિલંબ કરતાં વાર લાગે, જુએ રાજા વાટ;
ખોટી ના થાવું ઘડી, ધરે મન ઉચ્ચાટ. ૨૯
એવામાં કામાવતીને, કર્યું કોએ જાણ;
શીઘ્ર આવી સભા મધ્યે, ઓચરી મુખ વાણ. ૩૦
ઉતાવળ અદકી કરો, વેગે મ લાવો વાર;
ગાંધર્વ વિવાહ કરી આપો, વદી મુખ ઉચ્ચાર. ૩૧

તતખેવ લગ્ન વિચારિયાં, ચોરી રચી તે ઠાર;
કન્યાદાન કીધું સહી, વર્તિયો જય જયકાર. ૩૨
રાયકેરૂં ખડ્ગ વચમાં, ધર્યું શોભામાન;
ચિત્રાંગદના અર્થમાટે, વર્યો ત્યાં પ્રધાન. ૩૩
અશ્વ ગજ રથ કનક ભૂષણ, આપિયા ભંડાર;
પહેરામણી કીધી ઘણી, બહુ વસ્ત્રના અંબાર. ૩૪
કન્યા આપી સ્તુતિ કરે, કામાવતીનો તાત;
એટલે આવી કર્યા મોટા, રહ્યા જોડી હાથ. ૩૫
ચિત્રાંગદને ચરણે લાગી, નમે વારોવાર;
પ્રણામ કહેજો અમારો, વિનતિ વાર હજાર. ૩૬
કામાવતી મન ઓચરી, કામના પૂરણ થાય;
કાળિકા પૂજ્યા વિના, સાસરે કેમ જવાય. ૩૭
સામગ્રી પૂજાતણી, સહુ મળ્યો સહીઅર સાથ;
પછે બોલાવાને નિસર્યો, તે સમે પૃથ્વીનાથ. ૩૮
દૂ'રે આવવું સર્વકો, થઇ રહ્યો, જય જયકાર;
સનમુખ બેઠાં છે કાળિકા, છે ઉઘાડાં બેહુ દ્વાર. ૩૯
કામાવતી જઇ ચરણે લાગી, નમી બેહુ કર જોડ;
પૂજા કીધી માતની, પોત્યું મનનું કોડ. ૪૦
પૂજી અર્ચી નિસર્યાં, તે પરમ શોભામાન;
બોલાવીને વળ્યાં પાછાં, નગ્ર માંહે રાજાન. ૪૧
એ કથા રહી એટલે, અધ્યાય હવા દશપંચ;
કરણ કામાવતીને, આવ્યો સુખો સંચ. ૪૨

---

૩૫ એટલે ઇ૦—સ્તુતિ કરીને તેમને મોટા કર્યા એટલે પૂજ્ય માન્યા. અથવા, આટલે સુધી આવીને (તસદી લઇને) તમે અમને મોટા કર્યા—માન આપ્યું.

૪૨ કરણ ઇ૦—કામાવતીનો પૂર્વજન્મનો સ્વામી જે વાણિયો થઇ જ-

સુતપુરાણિક ઓચર્યા, સાંભળો રાયાં રાય;
ચિત્રાંગદ ચિંતા કરે, મનશુ ઘણું અટવાય. ૪૩
દિવસ બહુ વિતી ગયા, મનશુ ધરે ઉચ્ચાટ;
બુદ્ધિવંત છે બુદ્ધિસાગર, ( ગયો ) તે ન આવ્યો શામાટ. ૪૪

## કડવું ૧૬ મું.

### રાગ મારૂ.

ચિત્રાંગદ જોતો વાટ રે, પ્રધાન ગયો આણે ઘાટ રે;
તે ના આવ્યો શામાટ રે, મનશુ ધરતો ઉચ્ચાટ રે. ચિત્રાં૦ ૧
ખટમાસતણો છે પંથ રે, બુદ્ધિસાગર પ્રજ્ઞાવંત રે;
રાય એમ વિમાસે ચંત રે, કયારે દેખીશું ભગવંત રે. " ૨
એમ ચિંતા ધરે રાજાન રે, કેમ વામ્યા બહુએ દિન રે;
જે નિરખી નાર સ્વપન રે, કયારે પામીશ દર્શન રે. " ૩
અતિ આકુળ વ્યાકુળ રાય રે, તેને દિવસ દોહલે જાય રે;
મંદિરમાં ક્ષણ એક ન સોહાય રે, તેને ઘડી વરસાંશી થાય રે." ૪
તજ્યાં વસ્ત્રાભુષણ હાર રે, રાય કરતો મન વિચાર રે;
શો લાગી બહુ દિન વાર રે, કયારે નયને નિરખીશ નાર રે." ૫
બુદ્ધિસાગર શોભામાન રે, કાંઇ હવું હોએ વિઘન રે;
મન વિમાસે રાજાન રે, હવે શું થાશે ભગવાન રે. " ૬
કે શું નાર ન આવી હાથ રે, કે શું યુદ્ધ થયું કોં સાથ રે;
કે શું રૂઠયો પૃથ્વીનાથ રે, એમ વિમાંસે મન વાત રે. " ૭
કે શું નવ પહોચ્યો તેણે ઠામ રે, કહીં વાટે કર્યો વિશ્રામ રે;
કે શું ખોળી કાઢગું ન ગામ રે, તો કયાંથી સરે મારૂં કામ રે. " ૮

ન્મ્યો હતો તેનું નામ કરણ હતું, તેનો અને કામાવતીનો હવે સૂધો સંચ
આવ્યો–સારો જોગ બેઠો ( અર્થાત્ જોગ બેસશે. )

કે શું નાર ના આવી સંગ રે, તેણે મંત્રી થયો મન ભંગ રે;
પછે આળસ આવ્યું અંગ રે, કંઈ એવો ધાડો પ્રસંગ રે. " ૯
કોઈ એવી વધામણી ખાય રે, તુજ મંત્રી આવે રાય રે;
તો આપું અધિક પસાય રે, જો ચિંતવ્યું મારૂં થાય રે. " ૧૦
એમ શોચ કરે રાજાન રે, થાયે દક્ષણ અંગે ચેન રે;
ભુજ ફરકી થાયે શુકન રે, મન હરખ્યો તવ રાજન રે. " ૧૧
એવે ભાટ નગરમાં આવે રે, તે એવી વધામણી લાવે રે;
તવ રાયતણે મન ભાવ્યો રે, થયું કામ સંદેશો કા'વ્યો રે. " ૧૨
લાવ્યો કામાવતી પ્રધાન રે, અતિ સુંદર રૂપ નિધાન રે;
દીસંતી શોભાવાન રે, સુણી હરખ્યો મન રાજાન રે. " ૧૩
એમ સાંભળ્યું રાયે કાન રે, થયું વદન કોમળવાન રે;
આપ્યાં કનકભૂષણ બહુ દાન રે, અતિ દીધો આદરમાન રે. " ૧૪
એમ બોલ્યા સૂત મુનિરાય રે, સુણી ચિત્રાંગદ સુખી થાય રે;
તેને ઉલટ અંગ ન માય રે, સુણી આનંદ પામ્યો રાય રે. " ૧૫
કર જોડી કહે કવિજન રે, અતિ નાદ કરીશ પાવન રે;
દ્વય આગળ ચૌદ રતન રે, જાણે અધ્યાય શ્રોતાજન રે. " ૧૬

## કડવું ૧૭ મું.

## રાગ રામગ્રીની ચોપાઈ.

શ્રીસૂતપુરાણિક વદ્યા વચન, સાંભળ ચંદ્રસેન રાજન;
બુદ્ધિસાગર આવ્યો સાંભળ્યો, જોવા લોક નગરનો મળ્યો. ૧
સામા ચાલ્યા જોધ અપાર, ચિત્રાંગદકેરા અસ્વાર;
કટકતણો ત્યાં પાર ન લહું, સાંભળ તુજને શોભા કહું. ૨

---

૧૬ પાવન એવો અતિ નાદ (ગર્જના) કરીશ-ગર્જના કરીને કથા કહીશ. દ્વય-એની આગળ ચૌદ રત્ન સમાન અધ્યાય ગણીને કુલ સોળમો આ અધ્યાય પૂરો થયો. ૧ લોક-લોક સમુદાય.

ગજ રથ અશ્વ ભલા તોખાર, શોભિતા સબળ અનોપમ સાર;
આગળ શુંઢાળા સજ કર્યા, મળવા તે સામા સાંચર્યા. ૩
ઢોલ દદામાં તાલ મૃદંગ, જંત્ર નેપુરી ને મોર ચંગ;
ઝાંઝતણો હોયે ઝમકાર, સર્વમંડળ વીણા અતિ સાર. ૪
અતિ આનંદે દળ નિસર્યું, નગર તજી મારગ પરવર્યું;
દશ જોજનતણું અનુમાન, જ્યાં ઉતરિયો છે પ્રધાન. ૫
બુદ્ધિસાગરને ભેટ્યા જઈ, કુશળ વારતા સઘળી લહી;
બહુ દિન વિત્યા કીધું કામ, નગર મધ્યે જાયે રાજાન. ૬
કામાવતી ચઢી સુખપાલ, મોતીઝાલ ને હીરા લાલ;
બુદ્ધિસાગર હુઓ અસ્વાર, સાથે કટકતણો નહિ પાર. ૭
પંચ શબ્દ વાજે નિશાણ, આગળ ચારણ ભાટ વખાણ;
એણી પેરે ત્યાં ચાલ્યા રાય, જાચકને બહુ દાન અપાય. ૮
મણિપુર નગર સમીપે ગયા, સમાચાર રાજાને કહ્યા;
નગરમધ્યે આવ્યો પ્રધાન, લાવ્યો નારી રૂપ નિધાન. ૯
એવાં વચન સુણીને રાય, બુદ્ધિસાગરને મળવા જાય;
મંત્રીએ કીધો પ્રણામ, સકળ મનોરથ પૂરણ કામ. ૧૦
અતિ આનંદે આદરમાન, મંત્રીશું ભેટ્યો રાજાન;
બુદ્ધિસાગરને પંચ પસાય, અતિ આદરશું આપે રાય. ૧૧
કંઠતણો મુક્તાફળનો હાર, મંત્રીને આપ્યો તેણીવાર;
બાજુબંધ ને બેહેરખા વળી, પોંચી ને વીંટી સાંકળી. ૧૨
ગજ રથ કનક ને પાલખી, (તથા) પંચ અશ્વ આપ્યા સર્વથી;

---

૩ તોખાર–ઘોડો. ૪ નેપુરી––એક જાતનું વાજું. સર્વમંડળ––એ જાતની વીણા, અથવા સર્વમંડળ વીણા વગાડે છે.

૮ પંચ શબ્દ ઇ૦—જેમાં પાંચ પ્રકારના શબ્દ વાગે એવાં નિઃશાણ. નગરાં—ડંકો. ૧૧ પંચ પસાય—પાંચ પ્રકારે ( પ્રસાદ ) શિરપાવ.

પંચ કરોડ ટકા બહુ ધન, પંચ ગામ આપ્યાં રાજન. ૧૩
મંત્રીએ કીધી વિનતિ, કયાં ઉતારૂં કામાવતી;
કરો આજ્ઞા પૃથ્વીનાથ, વડીવારનો ઊભો સાથ. ૧૪
કહે રાજા ઉતારો તમો, નવા મહેલ નિપાવ્યા અમો;
કામાવતીકેરે કારણે, રચના કીધી આદર ઘણે. ૧૫
શુભ મંદિર ઉચાં નવ ખંડ, ગોખ જાળિયાં છજાં પ્રચંડ;
ચોકવટીને પેહેલવાન, નવા મેહેલ છે શોભામાન. ૧૬
ચંદરવે મોતી ઝૂમણાં, ઠામ ઠામ દીસે છે ઘણાં;
કામાવતી જઇ ઉતરી, નવે મેહેલ પો'ચી સુંદરી. ૧૭
રાજા મન રળિયાતજ થયો, શોક મારા મનનો ગયો;
દૈવગતિ ના જાયે લહી, એ કથા એટલેથી રહી. ૧૮
સૂતપુરાણિક વધ્યા વચન, સાંભળ ચંદ્રસેન રાજન;
ચિત્રાંગદની પહેલી નાર, મળી એકઠી કરે વિચાર. ૧૯
એ તો વાત નીપજી એમ, હવે આપણે કરવું કેમ;
એને સ્વપ્નાંતર સાચું ફળ્યું, દૃષ્ટે દીઠું એ સાંભળ્યું. ૨૦
ભાટતણાં મુખ સુણ્યાં વચન, તેનું નહિ આપણ ઉપર મન;
બુદ્ધિસાગર બોલાવાને ગયો, તહીંથી રાજા ઘે'લો થ'યો. ૨૧
સૂતાં બેઠાં કામાવતી, મુખથી નામ ના મે'લે એક રતિ;
આખો દહાડો લાગી લહે, ભૂખ તરસની વાત ના કહે. ૨૨
ચૌદમાસ ઉપર થયા દિન, ત્રેહે વિગ્રહ થયો રાજન;
બુદ્ધિસાગર લેઇ આવ્યો નાર, (આપણને) આવી આપદા કરનાર. ૨૩
નવા મેહેલમાં જઇ ઉતરી, કર્મે શોકય એ કયાં અવતરી;
તેને મેહેલે જાશે મહારાજ, આપણકેરૂં વંઠ્યું કાજ. ૨૪

---

૧૬ ચોકવટી—ચોવટી. પેહેલવાન—પેહેલ પાડેલા ( રત્નના સ્તંભવાળો મેહેલ ).

દૃષ્ટે પડશે કામાવતી, મેહેલ બા'ર નિસરવો નથી;
તેમાટે શું કરવું ઘટે, વાત કરતાં મન આવટે. ૨૫
સુલોચનાને સહુ કો ભજે, તારા મનને શું ઉપજે;
તું પટરાણી સહુમાં વડી, તુજથી કો અલગું નહિ ઘડી. ૨૬
તેમાટે કહેશો તે કરૂં, શિખામણ દો તે આદરૂં;
સુલોચનાએ એવી વાણી ભણી, આપણ સહીઅર બારે જણી. ૨૭
બાર વરસ ભોળવિયે રાય, જેમ તેનું દર્શન નવ થાય;
એક એક અ ક્કેકી જણી, અર્જના કીજે પિયુતણી. ૨૮
બાર વરસ સે'જે વહી જશે, ત્યાર પછી થનારૂં થશે;
એ વિચાર રખે વિસરો, બોલ બંધ કીધો આકરો. ૨૯
સૂતપુરાણિક વધ્યા વચન, સાંભળ ચંદ્રસેન રાજન;
માણસનું કીધું નવ હોય, દૈવગતિને ના કળે કોય. ૩૦
કરતા હરતા છે શ્રીહરિ, સચરાચર માયા વિસ્તરી;
જેમ પાવડી ઉડે આકાશ, પણ દોરી ધણીની પાસ. ૩૧
સ્વઇચ્છાએ વિચારે નાથ, દૈવસૂત્ર છે હરિને હાથ;
વિશ્વરૂપમાં વ્યાપિક રમે, કરે કારજ જે મન ગમે. ૩૨
તેની માયા કો નવ કળે, શિવબ્રહ્માદિક મુનિવર ચળે;
તેમાટે સહુ હરિને ભજો, મન મમતા માયાને તજો. ૩૩
હરિ ઉપર રાખો વિશ્વાસ, નહિ નહિ અલગો અવિનાશ;
પુત્ર કલત્ર ઘર ધન વેપાર, સ્વપ્નાંન્તર છે એ સંસાર. ૩૪
સ્વપ્નામાં થઇએ ધનપતિ, જાગ્યા પછી ન દીસે રતિ;
તેમાટે મમતા પરહરી, વારે વારે વદો શ્રીહરિ. ૩૫
કમળ વૃક્ષ જેમ જળમાં વસે, ઉદકથી ઉંચેરૂં ખસે;

---

૨૫ આવટે—અટવાય. ૨૮ અર્જના—આર્જના—પ્રાર્થના. ૨૯ બોલ બંધ કીધો—કોલકરાર કર્યા. ૩૨ દૈવસૂત્ર—નસીબરૂપ દોરી. ૩૪ કલત્ર—સ્ત્રી.

જીવ્હા સ્વાદ અનેકજ લહે, લિપ્તકશાશું તે ના રહે. ૩૬
તેમ શાસારૂં કીજે કામ, વિસરવું નહિ હરિનું નામ;
જેમ જળઘટ સંપૂરણ ભરી, બેઢું લે માથે સુંદરી. ૩૭
તેની લક્ષ બેઢા માંહે ખરી, તેમ ચિત્તમાં રાખો નરહરિ;
રાત્ર દિવસ માયામાં ફરે, ધંધેથી હરિ નવ સાંભરે. ૩૮
જેમ કરોળિયો બાંધે જાળ, વળતો નિસરવા નહિ ઠાર;
તેમ અજ્ઞાને પ્રાણી અંધ, નિકટ મરણનો હોય સંબંધ. ૩૯
પણ માને નહિ મૂર્ખ લોક, મિથ્યા નોહે પાવન શ્લોક;
જેનાં હૃદે વજ્ર પાષાણ, વ્યાસ વદે તે જૂઠી વાણ. ૪૦
નુગરાને મન નહિ વિશ્વાસ, કર્મબંધને પડિયા ત્રાસ;
રાત દિવસ ધંધામાં ફરે, કુડ કપટ મનશું આચરે. ૪૧
સ્વપ્ને નહિ હરિનું નામ, અંતકાળે અળગો શ્રીરામ;
મારૂં તારૂં કરતો ફરે, પાપ આચરી પેટજ ભરે. ૪૨
પોખે સર્વ કુટુંબ પરિવાર, મૂર્ખ ના લહે મસ્તક ભાર;
છળભેદ જૂઠા સમ ખાય, સાચાની વાટે અવર ન જાય. ૪૩
મુજથકી શાણો નહિ કોય, એવું મન વિચારી જોય;
કેવું કારજ મેં આ કર્યું, થયું કામ પરાક્રમ આદર્યું. ૪૪
આપ વિખાણ કરે નર જેહ, મહાપાપી ત્યાં કહીએ તેહ;
કરતા હરતા છે પરબ્રહ્મ, મિથ્યા કંઇ ના કીજે શ્રમ. ૪૫
એ રચના ગોવિંદે કરી, તેને તેની ચિંતા ખરી;

---

૩૬ લિપ્ત ઈ૦—જેમ જીભ અનેક સ્વાદ લે છે. પણ તે કશાની સાથે લિપ્ત રહેતી નથી. ૩૯ નિકટ—પાસે. ૪૦ મિથ્યા ઈ૦—પણ પાવન શ્લોક—પવિત્ર કરનારી જેની કીર્ત્તિ છે એવા હરિ કાંઇ મિથ્યા નથી ! જેનાં ઇ૦—જેનાં હૃદય વજ્ર અને પાષાણ જેવાં હોય તેજ વ્યાસ વદે તે જૂઠી વાણ છે એમ કહે છે. ૪૧ નુગરો—ગુરૂ વિનાનો.

થનારૂં આફૂણિએ થાય, ભવિષ્ય પદાર્થ ટળ્યું ન જાય. ૪૬
કર્મધ્વજકેરી દીકરી, અંબિકા નામે સુંદરી;
મુખ જોઇ તે શ્યામાતણું, વિપ્ર મોહ પામ્યો અતિ ઘણું. ૪૭
જઇને કરવત લીધું શીશ, એહ નાર આપીશ મુજ ઇશ;
પેલી વાત વિમાંસે ચંત, વિપ્રે કીધી આતમઘાત. ૪૮
જઇ ઝંપલાવ્યું દ્વારામતી, શ્રીહરિની કીધી વિનતિ;
એક ઉદર માગ્યો અવતાર, એહ વીર પામું સંસાર. ૪૯
રહ્યું બીરદ બેઉજતણું, સ્વામી મન ડાહ્યો છે ઘણું;
સૂડલા કુળમાં પામ્યાં અવતાર, વનમાં જઇ વસિયાં નરનાર. ૫૦
બાળકનું દુઃખ દેખી કરી, દવમાં ઝંપલાવ્યું સુંદરી;
સૂડે આવી જોયું સહી, બળી ભસ્મ ત્યાં વિનતા થઇ. ૫૧
તે ઉપર ત્યાં પડિયો કીર, દગ્ધ થયું શુકતણું શરીર;
સ્ત્રી સતી પુરૂષશું થાય, એ તો જગતીકેરો ન્યાય. ૫૨
આ સ્ત્રીમાટે પુરૂષજ પડ્યો, ભવિષ્ય પદાર્થ એવો ઘડ્યો;
ગતજન્મનો એહ સંબંધ, ન ટળે ટાળ્યો મિથ્યા ધંધ. ૫૩
ગતજન્મનો સ્વામી જેહ, વણિકકુળ અવતરિયો તેહ;
તેહતણી થાપણ એ નાર, ચિત્રાંગદના મેહેલ મોઝાર. ૫૪
તે ઉપર રાજા મન ધરે, જાવાતણી સજાઇ કરે;
ઘણા દિવસના વિરહે ભર્યો, નવા મેહેલ ભણી નિસર્યો. ૫૫
હરખ ધરી ચાલ્યો ભૂપતિ, જાણે ભેટું કામાવતી;
પણ પ્રભુને લેખે વાત, સુકૃત પ્રકટિયાં આકસ્માત. ૫૬
પ્રભૂતણી માયાએ કરી, નારી કો અદ્ભૂત સુંદરી;

---

૪૬ એ-જગતરૂપી. ૪૭ પુનરાવર્તન કરે છેઃ કર્મધ્વજ ઇ૦-સ્પષ્ટ છે.
૪૮ પેલી-અંબિકાની. ૫૦ સ્વામી-હરિ.

મારગ પેખ્યો મણિપુરધણી, લેઇને ઉત્પતી જક્ષણી. ૫૭
મહાઅરણ્યમાં મૂક્યો જઈ, બારે વરસ ત્યાં રાખી રહી;
ત્યાં લગી નહિ શુદ્ધ ને સાન, જડીભૂત હુઓ રાજાન. ૫૮
વરસ બાર વિત્યાં જેટલે, ફરી ઠામ મૂક્યો તેટલે;
સુલોચનાનું મંદિર જ્યાંહાં, રાજાને લેઇ મૂક્યો ત્યાંહાં. ૫૯
તવ પટરાણી વદે વચન, ધન્ય ચિત્રાંગદ રાજન;
સ્વામી તુજને એમ ના ઘટે, ચતુર મારૂં તન આવટે. ૬૦
તેર વર્ષ થયાં નહિ દર્શન, સ્વામી કઠણ ન કીજે મન;
પાંડવનાથી અદકું થયું, રાજાને રાણીએ કહ્યું. ૬૧
કામાવતીના મેહેલ મોઝાર, નવ વરસ રહિયા નિરધાર;
રાજકુંવરી સહુ સરખી જાણ, સુલોચના બોલી મુખવાણ. ૬૨
સુલોચનાનાં સુણી વચન, વિહ્વળ થયું રાજાનું મન;
ફરી સંભારી કામાવતી, મૂર્ચ્છાગત હુઓ ભૂપતિ. ૬૩
અરે દૈવ તેં એ શું કર્યું, કોણ પાપ મુજ આડું ફર્યું;
બાર વરસ વીત્યાં નિરધાર, દૃષ્ટે ન દીઠી રાજકુમાર. ૬૪
સેવકને શિખામણ કહી, જાણ કરો રાણીને જઈ;
શીઘ્ર થજે તું કામાવતી, મંદિર આવે પૃથ્વીપતિ. ૬૫
રાયતણા જન આવ્યા ત્યાંય, કામાવતીના મંદિર માંય;
મેહેલ પધારે મણિપુરધણી, વધામણી ત્યાં આપો ઘણી. ૬૬
પેલી રીસે રહી પરજળી, નેત્રથકી જ્વાળા ઉછળી;
વિકટ નેત્ર પાવકની જ્વાળ, બાળી ભસ્મ કરે તે ઠાર. ૬૭
બાર વર્ષ કારાગૃહમાં રહી, રીસે મુખથી બોલે નહિ;

---

૫૭ નારી ઇ૦–અદ્ભૂત સુંદરતાવાળી કોઇ નારીએ મણિપુરના ધણીને મારગમાં પેખ્યો. ઉત્પતી–ઊડી. ૫૮ જડીભૂત—જડરૂપ. ૬૦ આવટે –અવટાઇ જાય. ૬૫ શિઘ્ર–ઉતાવળી.

સેવક આવ્યો રાજા પાસ, મનમાં પામ્યો છે અતિ ત્રાસ. ૬૮
તત્કાળ વિનવિયો રાય, સ્વામી તે શું વાત નવ થાય;
મહાક્રોધમાં છે સુંદરી, તે શું વાત ન થાયે ફરી. ૬૯
ચિત્રાંગદ મન કરે વિચાર, અતિ દુઃખ પામી રાજકુમાર;
ઘણા વર્ષ ના થઇ સંભાળ, ક્રોધે નેત્ર કર્યાં વિક્રાળ. ૭૦
ફરી સેવક મોકલિયા ત્યાંય, કામાવતીનું મંદિર જ્યાંય;
કરજોડી કરજો વિનતિ, તુજ સરખી કોઇ વલ્લભ નથી. ૭૧
શું કીજે કહીંથી અટકાવ, પણ તુજ ઉપર અદકો છે ભાવ;
ક્ષમા કરો ઉતારો રીસ, કરજોડી કહાવ્યું ભૂઇશિ. ૭૨
પેલી ક્રોધ વ્યાપક તન ભરી, દુઃખ દાહ પૂરણ સુંદરી;
સેવકને કીધો તિરસ્કાર, ચિત્રાંગદનો ધિઃક અવતાર. ૭૩
કઠણ વચન અબળાનાં સુણી, સેવક આવ્યા રાજા ભણી;
સ્વામી આંચ અમે ના ખમાય, તે સંગાથે વાત ન થાય. ૭૪
મહાક્રોધે બોલી સુંદરી, જેમ કોપે નાગણ વિષ ભરી;
સેવકને રાજા પ્રીછવે, કર જોડી ઉભો વિનવે. ૭૫
વળી કહ્યું કરો અમતણું, કામા રાણીને પ્રીછવો ઘણું;
ચિત્રાંગદ કરે પ્રણામ, વનો કરૂં થઇ સેવક ઠામ. ૭૬
તજી ક્રોધ મન ઉલટ થાય, તો આવે ચિત્રાંગદ રાય;
ત્રીજી વાર આવીને કહ્યું, ચિત્રાંગદનું કારણ લહ્યું. ૭૭
ક્રોધ તજીને બોલી નાર, સેવકને દીધો આવકાર;
પાસે તેડી વદી વચન, રીસે આતુર થયાં લોચન. ૭૮
અહીં ક્ષણ એક ઉભા નવ રહો, ચિત્રાંગદને જઇને કહો;

---

૭૨ કહીંથી ઇ૦—કોઇ જગોએથી અટકાવ થયો તેથી શું કરીએ ? ભૂઇશ-પૃથ્વીપતિ. ૭૬ વનો-વિનય.

જેવો કામસેન મુજ પિતા, જઈ કહેજો સૂધી વારતા. ૭૯
તેવો ચિત્રસેન મુજ વીર, વચન ચળે તો તજું શરીર;
માટે ભગિનતણે અવાસ, જેમ ગાંધતણું મીઠું માંસ. ૮૦
જાઈ ખાઈ ન શકે દુર્મતિ, ક્રોધ વચન કહે કામાવતી;
પેલા વચન સાંભળી ગયા, કરઆંગળી મુખ મેલી રહ્યા. ૮૧
આવ્યા જ્યાં ચિત્રાંગદ રાય, હાવે રહ્યો સઘળો ઉપાય;
ફરી મા પૂછીશ મહારાજ, કરી વિનતિ કહું છું આજ. ૮૨
બાંધી મૂઠી લાખજ લહે, ઉઘાડે મહિમા નવ રહે;
તેમાટે મૌન્ય કરવું સહી, એ કથા એટલેથી રહી. ૮૩
સેવકકેરાં સુણી વચન, અતિ વ્યગ્ર હુઓ રાજન;
હું તો કંઇ અણમીછ્યો રતિ, શું કહાવ્યું છે કામાવતી. ૮૪
મુજ આગળ કહો માંડી વાત, એણી પેર પૂછે પૃથ્વીનાથ;
રાજાકેરાં સુણી વચન, કહે સેવક સાંભળ રાજન. ૮૫
અમો ત્યાં જાવા નહિ ધર્મ, તુજને હોયે બાંધ્યાં કર્મ;
કઠણું વચન પ્રતિજ્ઞા કરી, સમખાઈ બેઠી સુંદરી. ૮૬
વચન ચળે તો તજું શરીર, ચિત્રાંગદ મુજકેરો વીર;
સુણતાં ખેવ કોપ્યો ભૂપતિ, ત્રાહ્ય ત્રાહ્ય શ્રીકમળાપતિ. ૮૭
જેમ ઉતરે રંગ પતંગ, તેમ ભૂપતિ હુઓ મન ભંગ;
મન મમતા મોહ ઉતર્યો, કઠણ વચન રાજા ઉચર્યો. ૮૮
તત્કાળ તેડ્યો પ્રધાન, રીસેથી બોલ્યો રાજાન;
કામ નહિ મુજ કામાવતી, રખે વિલંબ તું કરતો રતિ. ૮૯

---

૮૦ માટે ઈ૦—જેમ ગાંધતું મીઠું માંસ દુર્મતિ પુરૂપ ખાઇ શકે નહિ તેમ ભગિનના અવાસમાં જઇ શકે પણ નહિ.

૮૨ રહ્યો—પતી રહ્યો. ૮૬ તુજને ઈ૦—અમને ત્યાં મોકલવાથી તને કર્મ બંધાય છે. ૮૭ ખેવ—તત્ખેવ.

રખે વચન બોલો કો ફરી, લેઈ ચઉટે વેચો સુંદરી;
તજી નાર રાજાએ સહી, સચરાચરમાં વાતજ થઈ. ૯૦
વડા વજીર જે રાજાતણા, વાત સાંભળી આવ્યા ઘણા;
તેને હાથ સોંપી તે નાર, વક્રો કરજો નગર મોઝાર. ૯૧
પૂછ્યાતણી ન જોવી વાટ, એ નારીનો નહિ ઉચ્ચાટ;
ફરાસ કોમસહિત હરબડા, નિશ્ચે ડેરા બહારજ પડ્યા. ૯૨
ચોક ચૌટાં નગર મોઝાર, બહુ તંબુ તાણ્યા ઠારોઠાર;
ફરતી વાડ કરણાટજતણી, ચાર હાથથી ઉંચી ઘણી. ૯૩
તે મધ્યે રાખી કામાવતી, કંઈએ દુઃખ નવ જાણે રતિ;
ચોપાસે રખવાળજ ફરે, રાત દિવસ તે રક્ષા કરે. ૯૪
નગરમાંહે એમ ચાલી વાત, કો કહે આ મોટો ઉત્પાત;
આજ લગી સાંભળિયું નથી, બાઈને વેચે પૃથ્વીપતિ. ૯૫
સચરાચરમાં વાતજ થઈ, કામાવતી દુઃખ પામી રહી;
એમ કરતાં વિત્યા બહુ દિન, સાંભળ ચંદ્રસેન રાજન. ૯૬
લોક સકળ મનમાં દુઃખ ધરે, ધિઃક રાજાને સહુ કરે;
આવી સુંદર કામાવતી, પાપી ત્યાગ કરી કેમ સતી. ૯૭
કેટલાક કહે રાણી પાપણી, રાજા સાથે રીસજ ઘણી;
જેને જે ગમે તે કહે, રાજા સહુના અપવાદ સહે. ૯૮
કો આવી ઊભો નવ રહે, લે નાર એમ વદ ને કહે;
બાર માસ વિત્યા જેટલે, નવ જહાજ આવ્યાં તેટલે. ૯૯
કર્ણરાય છે તેનો ધણી, આવ્યો મણિપુર નગરી ભણી;
ધન અનંત સંખ્યા નહિ થાય, આવ્યો શાહ તે નગરજ માંય. ૧૦૦

---

૯૧ વક્રો—વકરો—વેચાણ. ૯૨ ફરાસ ઇ૦—ફરાસ લોકો કોમ સહિત હરબડી ઊઠ્યા. ૯૩ કરણાટ—એ નામનું વાજું.

બાર વર્ષ તે દરિયે ફરી, ઘણો માલ તે લાવ્યો ભરી;
ભાનુચંદ્ર પિતાનું નામ, કર્ણકુંવર તેનું અભિધાન. ૧૦૧
નગર માંહે તે જોવા જાયે, અતિ સુંદર શોભે તે રાયે;
પૂઠે સેવક છે દશ વીશ, ચૌટે ચાલ્યો ચઢતે દિસ. ૧૦૨
તખુ દૃષ્ટે પડ્યા તેટલે, ચાલી પાસ ગયો એટલે;
રક્ષક આગળ પાછળ બહુ, ફેરા ફરતા ઊભા સહુ. ૧૦૩
કોના ડેરા પૂછે વાત, મહામૂલ્ય દીઠા બહુ ભાત;
નગર લોક એમ બોલ્યા વાણ, એમાં રાણી પરમ સુજાણ. ૧૦૪
નામે કહેવાયે કામાવતી, તેને વેચ્યે પૃથ્વીપતિ;
વાત સાંભળી આશ્ચર્યજ થયો, રાજાતણો સેવક ત્યાં ગયો. ૧૦૫
રાયતણા સેવક ત્યાં હતા, તેશુ જઇ માંડી વારતા;
નગરમાં એ શું કહેવાય, અકળિત વાત કળી નવ જાય. ૧૦૬
વહેવારિયાનાં સુણી વચન, સેવક કહે સાંભળ સ્વામિન;
તમે વાત સત્ય સાંભળી જેમ, એ કારણ નિશ્ચે છે તેમ. ૧૦૭
ભાગ્યવંત પુરૂષ દીસે ખરે, મૂલ આપી લેંઇ નીસરે;
સુણતાં ખેવ હુઓ સાવધાન, કર્ણરાયના ઠણક્યા કાન. ૧૦૮
એનું મૂલ કહોજી તમો, જે માગો તે આપું અમો;
કહે સેવક તું સાંભળ રાય, સ્વામીથી ન મૂલ અમે થાય. ૧૦૯
જઈ રાજાને પૂછું વાત, કરે આજ્ઞા પૃથ્વીનાથ;
રાજા પાસે સેવક ગયા, સમાચાર સ્વામીને કહ્યા. ૧૧૦
વેહેવારિયો રાજા સમતુલ્ય, કામાવતીનું પૂછે મૂલ;
કરો આજ્ઞા પૃથ્વીઇશિ, સેવક વચન ચઢાવે શીશ. ૧૧૧
વચન સુણી ચિત્રાંગદ રાય, મનસાંનો મનમાં અટવાય;
મંત્રી સાથે કરે વિચાર, કેમ વેચાયે ઘરની નાર. ૧૧૨

---

૧૦૮ ખેવ-તત્ખેવ.

વિવિધ લોકનું મુખ ન ઝલાય, વિશ્વ માંહે અપકીર્તિ થાય;
તવ બુદ્ધિસાગર બોલ્યો વાણ, સાંભળ રાણા રાય સુજાણ. ૧૧૩
મૂલ કોય આપી નવ શકે, વાત સાંભળીને મન ચકે;
સેવકને શિખામણ કહી, જા તું તેને કે'જે જઈ. ૧૧૪
અષ્ટ હાથનો કૂપજ ખણાવ, ઓરસ ચોરસ મુખ બંધાવ;
જ્યાર લગી પાણી નિસરે, વળતું સોનું ગાળી ભરે. ૧૧૫
તે સંપૂરણ આલે ભરી, તેને હાથે ચઢે સુંદરી;
રાજાની શીખામણ સુણી, સેવક ફરી આવ્યો તે ભણી. ૧૧૬
જેહ કા'વ્યું રાજાએ દૃષ્ટાંત, સુણતાં ખેવ મીછ્યો વૃત્તાંત;
સેવક સરશ્યા ઉત્તર થાય, દીઠા વિના ક્યમ મૂલ અપાય. ૧૧૭
કર્ણરાય મુખ બોલ્યો ફરી, હું દૃષ્ટે નિરખું સુંદરી;
જે માગો તે આપું અમો, જઇ રાજાને પૂછો તમો. ૧૧૮
રાજા આગળ સેવક ગયો, સમાચાર માંડીને કહ્યો;
કહે રાજા દેખાડો નાર, મનશુ નવ કરશો વિચાર. ૧૧૯
કરી આજ્ઞા પૃથ્વીપતિ, જઇ દેખાડો કામાવતી;
કર્ણરાયને નિશ્ચે કરી, પ્રેમ વચન બોલી સુંદરી. ૧૨૦
હું નારી ને તું ભરતાર, રખે કરે તું નકાર;
જે માગે તે આપો સ્વામ, વળી ઘણો મળશે દામ. ૧૨૧
રખે પાની પાછી કરો, સુણી મૂલ પાછા ઓસરો;
મારો તારો હશે સંબંધ, જગ જન્માંતર વાચા બંધ. ૧૨૨
તો તું મુજને આવી મળ્યો, ભવિષ્ય પદાર્થ એ નવ ટળ્યો;
કરણરાયે વિમાસણ કરી, સુઘડ સુઘડ દીસે સુંદરી. ૧૨૩

---

૧૧૪ ચકે—ચકીત થાય. ૧૨૨ જગ જ૦—જગતમાં કોઈ જન્માંતર (બીજા જન્મનો) તારો અને મારો સંબંધ વાચાબંધ (વાણીથી બંધાયલો) હશે.

રાજાએ માગ્યું જે મૂલ, કરણરાય પાળ્યો તે બોલ;
તત્ક્ષણ કૂપ કરાવ્યો ત્યાંય, કનક બહુ નાખ્યું તે માંય. ૧૨૪
નવ ઝાઝ ભર્યાં હુતાં જેહ, કૂપ માંહે ધન નાખ્યું તેહ;
મુખ બરોબર ભરિયું માપ, ધન વિના પછે થયો છે આપ. ૧૨૫
નવ ઝાઝ પછે વેચ્યાં જઇ, કૂપમાં ધન નાખ્યું તહીં;
ત્યારે ચાર આંગળ અધૂરો હુઓ, પૂરો નવ ભરાયો કૂઓ. ૧૨૬
ઝાઝું દુઃખ વસ્ત્ર ત્રાંબડાં, નાનાં મોટાં એ પર વડાં;
વેચી સાટીને મળે રૂઓ, એણી પેરે કીધો પૂરો કૂઓ. ૧૨૭
કહે રાજા એ શું કહેવાય, એની વાત કરી નવ જાય;
તવ કર્ણકુંવર માગે સુંદરી, ભલો જીવ ચલાવ્યો ધન ભરી. ૧૨૮
તવ રાજાની આજ્ઞા થઇ, એ રાણીને આપો સહી;
એવી આજ્ઞા આપે રાય, પછી કુંવર પડદામાં જાય. ૧૨૯
કામાવતી તવ લાગી પાય, આપી ધન પછે દીધી કાય;
તેં મુજ અર્થે આપ્યું સર્વ, રાજાનો ઉતાર્યો ગર્વ. ૧૩૦
એ જાણે જે કોઈ નથી, પણ માનભંગ કીધા મહીપતિ;
તુજ વિના પુરૂષ મારે નહિ કોય, તાત ભ્રાત બીજા જન હોય. ૧૩૧
એવું સુણી કુંવરે આણી ધીર, પ્રતીતિ આણી ગંભીર;
પછે વાત મન આણી ખરી, તવ કામાવતી હરખે ભરી. ૧૩૨
કહે તમ વિના અન્ન ઉદક સર્વે તાજ, આપું પ્રાણ તમારે કાજ;
એમ અન્યો અન્યે બેહુ જણ કહી, તે પરથી પછે ચાલ્યાં સહી. ૧૩૩
મારગ માંહે બેઉ જણ ચાલ્યાં જાય, તવ કર્ણરાયને ચિંતા થાય;
જાતાં વાટે વિમાસણ કરે, સબળ વીર મન ચિંતા ધરે. ૧૩૪

---

૧૨૭ ત્રાંબડાં–ત્રાંબાપીતળનાં વાસણ ? નાનાં છ૦–નાનાં મોટાં અને એથી પર જે વડાં હતાં તે પણ વેચીને સોનું આપ્યું. રૂઓ–રૂ પણ. રૂ સરખું પણ વેચી દીધું.

એ રાજસુતા રાજાની નાર, જોઇએ એને શુભ શણગાર;
સકળ ભોગ જોગ એ સુંદરી, તે કેમ રહેશે મુજને ચિત્ત ધરી. ૧૩૫
મુજને ખરચ ન મળે લગાર, ધન વિના ક્યમ રહેશે એ નાર;
કાંઇ નથી જે જમીએ આજ, કુંવર સબળ મન આણે લાજ. ૧૩૬
ક્યાંથી મેં દુઃખણી કરી, સુખે બેઠી હતી સુંદરી;
આજ ત્રણ દિવસ થયાં અન્ન વિના દેહ, કોમળ મુખ કરમાયું એહ. ૧૩૭
ધરણે હીંડે ને તડકો થાય, હસે હીંડતી કે મુખ બોલતી કાંય;
કર્ણરાય દુઃખ મનમાં ધરે ઘણું, રાણીએ મન જાણ્યું તેહતણું. ૧૩૮
રાખી કંથને પૂછી વાત, કાં દુઃખ પામો મારા નાથ;
સરોવર તટ બેઠાં બેહુ તેહ, પ્રીત અભ્યંતર બેહુને દેહ. ૧૩૯
ઉત્સંગે પિયુને પોઢાડી ત્યાંય, અંગ સકળ ચાંપે બેહુ પાય;
ચરણ કુંવરનાં શિરપર ધરી, પગ તળિયાં ચાંપે સુંદરી. ૧૪૦
હસી વચન તવ બોલી મુખ, ક્યાં સ્વામી તમે પામો દુઃખ;
મુજને ચિંતા તમારી થાય, રખે દુઃખ પામો તમે કાય. ૧૪૧
ચાલો જઇએ એક નગર વિષે, જન વેહેવારિયા બહુ જ્યાં વસે;
રખે કશી મન ચિંતા કરો, નગર રૂડું હોય ત્યાં સાંચરો. ૧૪૨
તમે પ્રભુ જ્યાં રહેશો જઇ, નવેનિધિ ત્યાં મળશે સહી;
આસનાવાસના કીધી ઘણી, વળતી ચાલ્યા મારગ ભણી. ૧૪૩
એમ કરતાં એક આવ્યો દેશ, પાટણપુર નગરી નરેશ;
વીરસેન રાજાનું નામ, બેહુ જણ આવ્યાં તેણે ગામ. ૧૪૪
સાંજ સમે બેહુ જણ આવિયાં, કોઇ માણસને ઘેર જઈ રહ્યાં;
ઉધારે અન્ન આણ્યું જઈ, કરી રસોઇને જમીઆં સહી. ૧૪૫
દશમે દિવસે બેહુ (જણ) જમિયાં સહી, એ કથા એટલેથી રહી;
ગતજન્મે સેવ્યાં (હોય) શિવચરણ, સાંભળ ચંદ્રસેન રાજાન. ૧૪૬
સપ્તદશમો અધ્યાય થયો, અતિ મોટો વિસ્તારી કહ્યો;

ચોપાઇ એકસો ને પચીશ, સાંભળતાં તૂઠે જગદીશ. ૧૪૬

## કડવું ૧૮ મું.

### રાગ રામગ્રી.

એણીપેરે બોલ્યા સૂતમુનિજન જી;
વાસવદત્તે[1] સુણ રાજન જી.

### ઢાળ.

રાય ચંદ્રસેન સુણો કથા, કહે સૂતપુરાણિક વ્યાસ;
સાંભળતાં સુખ ઉપજે, આનંદશુ ઇતિહાસ.
વૈદરભા નગરી છે ભલી, અતિ પરમ શોભામાન;
ત્યાં ચક્રવર્તી છે સદા, એક વીરસેન રાજાન.
તેના દેશમાં જઇ રહ્યાં, સ્થાનથકી સ્ત્રી ભરતાર;
આશ્રમે જઇને રહ્યાં, જઇ વિસમ્યાં[4] નર નાર.
ત્રાંબા મોહોર મળે નહિ, શું સાથે જગજીવન;
ઉચાટ વ્યાપો અતિ ઘણો, રાયકર્ણકેરે મન.
ભરતારકેરૂં વદન જોઈ, વદે શ્યામા વાણ;
કામાવતી એમ ઓચરી, સુણ રાય ચતુર સુજાણ.
તું કર્ણરાય શિરોમણિ છે, મુક્તિનો દાતાર;
હું સદા સેવક તાહરી, તું ઇશ્વરાવતાર.
કપૂરકેરે દાબડે, જે સદૈવ વાસ કપૂર;
તેમ ભગવંત સમીપ નરથી, ન રહે લક્ષ્મી દૂર.

---

૧ વાસવદત્તે—વાસવદત્તા નામે આખ્યાયિકામાંથી આ કથા લીધી છે.
૪ વિસમ્યાં—વિશ્રામ પામ્યાં.

કરમી નરને ચાલતાં, હોય ઘણાં શોભામાન;
પગલે પગલે ઉમટે, અતિ રત્ન પરમ નિધાન. ૯
તેમાટે તુજ દાસકેરી, વિનતિ અવિધાર;
દ્રવ્યકેરી ચિંતા ન ધરશો, મન એક લગાર. ૧૦
મુજતણે કર મુદ્રિકા, નીલમણિ અંકિત સાર;
કો મૂલ કરવા નહિ સમરથ, નવખંડ મોઝાર. ૧૧
મુજ પિતાકેરા ઘરતણી છે, સદા ધરતી જેહ;
તમો લેઇ જાઓ કંથજી, આ નગર મધ્યે તેહ. ૧૨
કો માણસને હાથ સોંપો, કરે જેહ જતન;
એ વસ્ત મૂકો ઘરેણે, રખે થાય વિઘન. ૧૩
મુદ્રિકા મૂકો જઈ, પણ જોઇ રૂડો ઠામ;
લક્ષટકા સવા લેજો, તેહ પાસે દામ. ૧૪
ઘરતણું ભાડું ચૂકાવી, આપજો વર્ષ પર્યંત;
શીખામણ દેઉં સહી, તે કરો મારા કંથ. ૧૫
સામટાં કણ કાષ્ટ ભરજો, તેલ ઘૃત ત્યાં સાર;
વળી કહું તે સાંભળો, તમે ચિત્ત ધરી ભરતાર. ૧૬
કુંજડો માળી તંબોળી, આદિ સર્વે જેહ;
વરસ સુધી માગવા. કો ઘેર ન આવે તેહ. ૧૭
પાણીઆરી પાણી ભરે, ચૂકાવી આપો દામ;
તે ઉપર વળી સુણો સ્વામી, એક કરજો કામ. ૧૮
અનુપમ એક અશ્વ લાવો, જડિત સર્વ પલાણ;
સેવક સાથે એક જોઇએ, એવું કર ચતુર સુજાણ. ૧૯

---

૯ હોય-(રત્ન). ઉમટે-ઊપસી નીકળે. ૧૦ અવિધાર-નક્કી. ૧૬ કણ—દાણા. ૧૭ કુંજડો-તાર કસબ અને અત્તરવાળા (?).

સૂતપુરાણિક ઓચરે, સુણ કથા રાણા રાય;
કામાવતીએ શીખ દીધી, કર્યા તેહ ઉપાય. ૨૦
કર્ણરાય મંદિર ગયો, જ્યાં હતી ઘરની નાર;
જે જે વિનતાએ કહ્યું, તે કર્યા સર્વ પ્રકાર. ૨૧
વળતી રાણી ઓચરે, જે દામ વાધ્યા હોય;
નગરમાં જઈ લાવજો, હું વસ્ત માગું સોય. ૨૨
એક પટ ઉજ્વળ ઘણો, સમસૂત્ર કેરો જેહ;
ગજ આઠ ચોરસ, પોત કાગળ કંથ લાવો તેહ. ૨૩
ચાર વીસ ને ચાર ઉપર, ભાતકેરૂં હીર;
ચોરાસી ત્યાં રંગ રૂડા, ઉપજે ગંભીર. ૨૪
તે પણ આણી આપિયું, કામાવતીને હાથ;
જોતાં મન હરખે ઘણું, બહુ રંગ રેશમ જાત. ૨૫
એ કથા રહી એટલે, સાંભળો શ્રોતાજન;
કામાવતી કર કશી દિન, કાઢતી શુદ્ધ મન. ૨૬
સ્વામિતણી સેવા કરે, કરે વિવિધ વિહાર;
દિવસ એણીપેર જાયે, રંગમાં નર નાર. ૨૭
ઉજ્વળ ચાદર ચંદ્રાણી, પટ સૂત્રકેરો સાર;
ત્યાં કશીલો કાઢે ખરો, નિત્ય પ્રતિ ઘટિકા ચાર. ૨૮
પોતાના ત્યાં પિતાકેરી, રાજ્યધાની જેહ;
સૂત્રપટમાં રહ્યાં લખે, અબળા કશીદાશું તેહ. ૨૯
કામસેન રાજાતણી ત્યાં, નગરીનું મંડાણ;
કનકાવતી ને સેના જાણો, પરમ શોભામાન. ૩૦

---

૨૩ સમસૂત્ર—સરખું સૂતર—સરખા પોતનો. ૨૪ ચારવીસ અને ચાર—ચોરાશી. ૨૬ કર કશી—કરથી કશીદાનું ભરત ભરીને.
૨૮ કશીદો—રેશમનું ભરત. ૨૯ કશીદાશુ—કશીદાથી.

પટ વરસ એકે થયો પૂરણ, થયા દ્વાદશ માસ;
નિર્ખતાં આનંદ પામી, સૂરજ કોટિ પ્રકાશ. ૩૧
કંથ પ્રત્યે ઓચરી, સુણ કર્ણરાય સુજાણ;
પટતણો જઇ કરો વિક્રય, સુણો મૂલ પ્રમાણ. ૩૨
સવાલાખ ને સવાલક્ષ, પટતણું કહેજો મૂલ;
અઢી લાખ ટકા લેઈને પટ, આપજો જાજ્વલ્ય. ૩૩
સવાલાખ શાહતણા આપી, મુદ્રિકા લાવો ઘેર;
બાકી એક જે ઉગરે તેની, કરો પેહેલી પેર. ૩૪
એવું કહી સોંપ્યો સહી, પટ કંથકેરે હાથ;
ચઉટે જઈ ઊભા રહ્યા, ઘરતણા સેવક સાથ. ૩૫
પટતણો પાલવ નિરખતાં, જોવા મળ્યો સંસાર;
નગરવાસી હરખિયા, ત્યાં થઈ રહ્યો ઝાતકાર. ૩૬
અભિનવું કૌતુક નિર્ખિયું, નિર્ખતાં જન્મ પર્યંત;
ઉજ્વળ પટમાં રંગશુ રેષા, મહાશોભાવંત. ૩૭
મૂલ સુણતાં ના રહે ઊભો, જોવા મનડું થાય;
એક કહે ધન્ય કર્તા, ધન્ય વૈકુંઠરાય. ૩૮
કો કહે ધન્ય હાથ તેના, કો કહે બુદ્ધિ ધન્ય;
કો કહે કેવી હશે તે, નાર રૂપ રતન. ૩૯
કો કહે ધન્ય જન્મ તેનો, કો કહે ધન્ય અવતાર;
કો કહે ધન્ય માત ઉદર, (કો કહે) ધન્ય સરજનહાર. ૪૦
કો કહે મનુષ્ય નહિ, કો કહે દેવતાનો અંશ;
કો કહે સદા ભાવ એવા, ચુગે મોતી હંસ. ૪૧
કંઇ લક્ષ સૂડા સારિકા, મૃગ કળા માંડે મોર;

---

૩૩ જાજ્વલ્ય–શોભાયમાન. ૩૪ પેહેલી પેર–પેહેલાં કહ્યું હતું તે પ્રમાણે. ૪૧ કો કહે ઈ૦–પટમાં હંસ મોતી ચુગે છે, વગેરે ભાવ ચીતર્યા હતા.

ભાવ એવા ઉપજે, જેમ ભમે હંસ ચકોર. ૪૨
કંઇ વૃક્ષ નાના ભાતકેરાં, દીસે શોભાવંત;
ફૂલ પત્ર પુષ્પ રહ્યાં હશી, જેમ હોય માસ વસંત. ૪૩
ગજવેલ મુકતાફળતણી, ચોપાસ ફરતી પાળ;
ભાવ એવા ઉપજે, જેમ જડ્યાં મોતી લાલ્ય. ૪૪
ગઢ કોટકેરા કાંગરા, ત્યાં નગરનું મંડાણ;
નવા મેહેલ કેવા નિપન્યા, ત્યાં કરૂં કેમ વખાણ. ૪૫
જરકશી ઝાલર ચંદ્રવા, મણિ નીલમ અંકિત સાર;
રત્ન મેહેરાબે જુગમ, ઝૂમખે ઠારો ઠાર. ૪૬
સમૈયાં શાણગારિયાં, હસ્ત કસણે હીર;
બહુ ભાત તંબુ તાણીઆ, જોતાં રહે નહિ ધીર. ૪૭
રાજમેહેલની રચના, સૂર્ય કોટિ પ્રકાશ;
છજે મંદિર માળિયે, નવખંડ ભોમ અવાસ. ૪૮
સભામંડપ રાજમંડપ, રંગમંડપ જેહ;
કશીદામાં રાજ્યધાની, લખી સઘળી તેહ. ૪૯
ચિત્રકેરી પૂતળી, દીસતી પરમ નિધાન;
કો લક્ષ કાઢી પદ્મની, તે ઉપર શોભામાન. ૫૦
કો અશ્વ રથ ને પાલખી, માંહે પ્રૌઢ છે માતંગ;
મદગલિત માતા મદ ભર્યા, ત્યાં ભર્યો કાળો રંગ. ૫૧
તેવા મા'વત હાથ અંકુશ, પટકા ચુએ પરમ;

---

૪૬ રત્ન ઈ૦--મેહેલની મેહેરાબોને જુગમ ( બે બે ) રત્નનાં ઝૂમખાં ઠારો ઠાર ચીતર્યાં હતાં.

૪૭ સમૈયાં--વરને લેવા જનારા લોકનાં ટોળાં. હસ્ત કસણે હીર--હાથે કરેલા હીરના કસીદામાં (?)

છે સાદું પણ સર્વ સાદૃશ્ય, ઉપજે મન ભ્રમ. ૫૨
પણ વર્ણન કરતાં વાર લાગે, ઘણું છે મંડાણ;
કામાવતીથી અવર અબળા, નહિ ચતુર સુજાણ. ૫૩
સૂતપુરાણિક ઉચર્યા, સુણ કથા રાયાં રાય;
પટતણી રચના અભિનવી, મેં વર્ણવી કેમ જાય. ૫૪
દિવસ આખો વહી ગયો, જવ રહ્યો ઘટિકા ચાર;
એવે મંત્રી રાયકેરો, ચાલિયો દરબાર. ૫૫
નગર મધ્યે પરવર્યો, પટ નિર્ખિયો જાજ્વલ્ય;
સંસાર સર્વ જોવા મળ્યો, પણ ખરચે કોણ મૂલ્ય. ૫૬
અશ્વ રાખીને રહ્યો તે, રાયનો પ્રધાન;
પટ જોયો સર્વ ઉકેલી, તે પર શોભામાન. ૫૭
ઠામ ઠામે કસીદાનું, હશે નોતમ હીર;
પોપટ શુક ને સારિકા, બહુ રંગ કોકિલા કીર. ૫૮
ઉજ્વળ પટમાં રંગ ઉંડા, શી વખાણું ભાત;
ચાર વીશ ને ચાર ઉપર, રંગકેરી જાત. ૫૯
જોઇ મન વિસ્મય થયો, શું લખ્યું છે ચિત્રામ;
પ્રધાન લાગ્યો નિરખવા, પણ ન રહે મનડું ઠામ. ૬૦
શું આ પટ કે કોરો કાગળ, કે વણાવટ હોય;
કે ચિત્રામણ કસીદો, એમ ન લહે કોય. ૬૧
જોઈ રચના પટતણી, પ્રધાન ધૂણે શીશ;
આશ્ચર્ય પામ્યો મન વિષે, તું ધન્ય શ્રીજગદીશ. ૬૨
પૂછવા લાગ્યો તેહને, એ પિછોડીનું મૂલ;

---

૫૨ પટકા દા૦—હાથીના ઉપરના માવતના પટકા તે પરમ (રંગથી) ચૂએ છે—અતિ રંગવાળા છે. સર્વ સાદશ્ય—સઘળી રીતે સરખાપણું જોઇ-ને મન-હસે—ખીલે. ૬૦ ચિત્રામ—ચિત્રામણ.

નિર્ખતામાં રીઝે ઘણું, બહુ રંગ રેશમ ફૂલ. ૬
તે સમે વાયક ઊચર્યો, કામાવતીનો કંથ;
કર્ણરાયને શે ના જાણે, પરમ શોભાવંત. ૬૪
સવાલક્ષ ને સવાલક્ષ, ટકાતણી છે વાત;
અઢીલાખનું ખરચ કરતાં, વસ્ત આવે હાથ. ૬૫
મૂલ આપી તેને પછે, લેઇ ગયો પ્રધાન;
રાજદ્વારે ઓઢી ગયો, અતિ પરમ શોભામાન. ૬૬
રાજાની દ્રષ્ટે પડ્યો, પટ સૂરજ કોટિ પ્રકાશ;
પૂછવા લાગ્યો તેહને, અતિ ધરી મન ઉલ્લાસ. ૬૭
એ પિછોડી કહો ક્યાંથી કાં, અભિનવી કાઢી આજ;
કે વિશ્વકર્માએ રચી શું, ઓઢતો સુરરાજ. ૬૮
કે બ્રહ્મા હાથે નીપની, કે વિષ્ણુ કર્ત્તા હોય;
કે રંગ શ્રીરૂદ્રે ભર્યો, એમ ન લહે કારણ કોય. ૬૯
ગજ આઠ ચોરસ ઉકેલી, પાથરી ધરણ મોઝાર;
બલિહારી તારા હાથને, તું ધન્ય શ્રીકર્ત્તાર. ૭૦
જોઇને રચના નવી, પટતણી પૃથ્વીનાથ;
તુજ હાથ આવી ક્યાંથકી, તે કહો સાચી વાત. ૭૧
એ નાર પેદા કરો, પટતણી કાઢણહાર;
પ્રધાનજી સાચું કહો, તો રહો દેશ મોઝાર. ૭૨
વચન રાયનાં સાંભળી, ને પામિયો સંતાપ;
મંત્રી મનશું વિમાસે, પણ કોણ લાગ્યું પાપ. ૭૩
વિચારીને વળ્યો પાછો, આવ્યો નગર મોઝાર;
પૂછવા લાગ્યો લોકને, પણ કો ન જાણે ઠાર. ૭૪
નામ કો જાણે નહિ તો, શોધ કયમ કહેવાય;
પ્રધાન મનશું વિમાસે, ને કરે શો ઉપાય. ૭૫

દિન મત્યે ત્યાં જોતો ફરે, દષ્ટે ન દેખે કોય;
રાજદ્વારે કેમ જાએ, પરમ વિસ્મય હોય. ૭૬
પછી ભોગ મેલી જોગ લીધો, રાયને પ્રધાન;
મનભંગ થઇને વિમાસે, તું ધન્ય શ્રીભગવાન. ૭૭
એ કથા રહી એટલે, સાંભળો શ્રોતાજન;
કામાવતી ત્યાં કશીદો, પછી કાઢતી અનુદિન. ૭૮
માસ બારે નિપજ્યો પટ, પૂરણ વર્ષ પર્યંત;
કર્ણરાયને હાથ સોંપ્યો, મહાશોભાવંત. ૭૯
લક્ષ પાંચ ટકા મૂલ લેઈ, આપજો કંથ સુજાણ;
ફરી કરજો પેર પહેલી, ઉચરી મુખ વાણ. ૮૦
બાર માસે આવિયો, પટ વેચવાને સાર;
ચૌટે આવીને રહ્યો ઊભો, જોવા મળ્યો સંસાર. ૮૧
કોઇએ જઇને જાણ કીધું, જ્યાં હતો પ્રધાન;
પટ વેચવાને આવિયો, તે મહાપરમ નિધાન. ૮૨
વચન એવું સાંભળીને, આવિયો ઘર દ્વાર;
અસ્વાર થઇને ચાલિયો, પ્રધાન તેણીવાર. ૮૩
તત્કાળ આવીને રહ્યો, પટ ગ્રહ્યો તેણે પાણ;
મૂલ કહીએ તેતણું, એમ ઊચર્યો મુખ વાણ. ૮૪
વાત એવી સાંભળીને કહે, કર્ણરાય વચન;
લક્ષ પાંચ ટકા આપીએ, જો થાય મન પ્રસન્ન. ૮૫
પ્રધાન બોલ્યો મૂલ લ્યો જે, આવિયે મુજ સાથ;
પછે કર્ણરાયને લાવિયો, જ્યાં હતો પૃથ્વીનાથ. ૮૬
પ્રધાન આવી શીશ નામી, કર્યો પ્રેમે પ્રણામ;
આ ધણી છે પટકેરડો, સાનિધ્ય લાવ્યો સ્વામ. ૮૭

કર્ણરાયને નિર્ખતાં, અતિ કર્યો આદરમાન;
કનકઆસન આપી કરી, મુખ બોલિયો રાજન. ૮૮
ભલે આવ્યા ક્યાં વસો, કહો રહો છો કોણ ઠામ;
એ પિછોડી ક્યાં નિપજે, કહો રાવ ગુણનું નામ. ૮૯
વચન એવાં સાંભળી, મુખ ઊચર્યો રાય કરણ;
છત્રછાયા રાયની છું, નગરમાં તમ શરણ. ૯૦
માસ બારે નિપજે, પટ પૂર્ણ થાયે ઘેર;
કપટ મનશું ન જાણે, પણ કહી સઘળી પેર. ૯૧
પટ સર્વ જોયો ઉકેલી, ને થયો રાય પ્રસન્ન;
મનમાં એવું વિચાર્યું, છે નારને ધન્ય ધન્ય. ૯૨
મુદ્રિકા દ્દષ્ટે પડી, રાય કર્ણકેરે હાથ;
નીલમણિ માંહે સબળ ઝળકે, જુએ પૃથ્વીનાથ. ૯૩
મુદ્રિકા મુજ દાખવો, જોવાતણી છે ખાંત;
ઉતારી આપી તદા, રવિકિરણ સરખી કાંત. ૯૪
મુદ્રિકા પેહેરી પ્રેમશુ, કર અંગુલી રાજાન;
કામાવતીના હાથની છે, પરમ શોભામાન. ૯૫
મુખથકી રાજા ઊચર્યો, બે ઘડી બેસો સ્વામ;
ખજાનેથી અપાવું, લક્ષપંચ ટકા દામ. ૯૬
સેવકને કહે થાઓ વહેલા, ઉઘાડો ભંડાર;
એવું કહી પટ મુદ્રિકા લેઇ, ગયો મેહેલ મોઝાર. ૯૭
પોતાકેરી કિંકરી છે, સાહેલી ત્યાં જેહ;

---

૮૯ રાવ ઈ૦—હે રાવ! એ ગુણ (સૂતર) નું નામ કહો—એ કયી જાતનું સૂતર છે! અથવા આ પિછોડીના કે કશીદાના ગુણનું નામ કહો.

૯૦ છત્રછાયા ઈ૦—રાજાના છત્રની છાયામાં છું.

મેહેલ માંહે જઇ કરીને, શીઘ્ર તેડી તેહ. ૯૮
પાછલી વાટે પરવર્યો, લઇ સંચરો સુખપાલ;
કામાવતી જેમ હાથ આવે, કર્યો એવો ખ્યાલ. ૯૯
કર્ણરાયે કહ્યું હતું, જે ઘરતણું એંધાણ;
ઉતાવળે અહીં આવજો, ત્યાં હશે ચતુર સુજાણ. ૧૦૦
મુખ વચન કહેજો એટલું, તુજ કંથ પામ્યો માન;
તેમાટે ત્યાં થયો નિશ્ચે, રાયનો પ્રધાન. ૧૦૧
પેલી ગઇ ઉતાવળી, અતિ હરખ ધરતી મન;
કામાવતીની પાસ આવી, વદી પરમ વચન. ૧૦૨
ઉઠ અબળા શીઘ્ર થા, જ્યાં સર્યો તારો કંથ;
પ્રધાન હુઓ રાયનો, તે પરમ શોભાવંત. ૧૦૩
સુખપાલ બેશી સંચરો, ભરતારકેરે પાસ;
વચન એવાં સાંભળી, મન ન આવ્યો વિશ્વાસ. ૧૦૪
કામસેનતણી સુતા છે, પરમ ચતુર સુજાણ;
મુજ કંથ તેડું મોકલ્યું, તો દાખવો એંધાણ. ૧૦૫
ત્યારે પેલી મુદ્રિકા લેઇ, દાખવી તેણીવાર;
ભરતારકેરે હાથ હુતી, ઓળખી નિરધાર. ૧૦૬
પ્રેમદા પે'રી મુદ્રિકા, ને શીઘ્ર ઉઠી તેહ;
સુખપાલ બેઠી પદ્મની, મન ધરી અદકો નેહ. ૧૦૭
શીઘ્ર લેઈ સંચર્યો, લાવિયો મેહેલ મોઝાર;
રાયને ત્યાં જાણ કીધું, હાથ આવી નાર. ૧૦૮
કર્ણરાય વિદાય કીધો, ગણી આપ્યા દામ;
રાય આવિ ઊચર્યો, તમો પધારો ત્યાં સ્વામ. ૧૦૯

---

૧૦૨ પેલી–દાસી. ૧૦૩ સર્યો-ગયો ૧૦૯ રાય ઈ૦—રાજા મેહેલમાંથી પાછો આવીને બોલ્યો કે હે સ્વામ! ( હે કર્ણરાય! ) તમો હવે પધારો–જાઓ.

ત્યાંથકી મંદિર આવિયો, કામાવતીનો કંથ;
અપશુકન ત્યાં વાટે હુઆ, શું થાશે ભગવંત. ૧૧૦
દ્વાર આવી રહ્યો ઊભો, ઊચ્ચર્યો મુખ વાણ;
કામાવતી કહી સાદ કીધો, બોલ ચતુર સુજાણ. ૧૧૧
મંદિર માંહે જઇ રહ્યો, ત્યાં ન દેખે નાર;
જવ ઉલંઘે ઊમરો, મન ધરે અધિક વિચાર. ૧૧૨
કામા કામા એમ કહીને, કર્યા સાદ અનેક;
અવર નાર મળે ઘણી, કામાવતી વત્રેક. ૧૧૩
પડોશણ પાસેતણી, આવી જણી બે ચાર;
સુખપાલ બેશી સંચરી, તે કહ્યો સર્વ પ્રકાર. ૧૧૪
વચન એવું સાંભળીને, થયો પૃથ્વીપાત;
કામાવતી જો ના મળે, તો કરૂં આતમઘાત. ૧૧૫
આળોટે અવની વિષે, કરે મહાકલ્પાંત;
શુદ્ધ ન ધરે દેહની, ને થાય મૂર્ચ્છાવંત. ૧૧૬
વસ્ત્ર ફેડી દેહનાં, ને ભસ્મ ચોળી અંગ;
ઘરબાર સહુ મે'લી કરીને, થઇ નિસર્યો ભંગ. ૧૧૭
અશ્વ ધન ને વસ્ત્ર બીજાં, સોંપી કોને હાથ;
ઉદાસી થઇ નિસર્યો, સર્વ તજી ઘર મીરાંત. ૧૧૮
ભોગ મે'લી જોગ લીધો, ફરે નગર મોઝાર;
જંત્ર વાએ ગુણ ગાયે, વિસરે નહિ નાર. ૧૧૯
જંત્રકેરા તાર માંહે, કરે પરમ વિખાણ;
કામાવતી મુજ પ્રાણવલ્લભ, બોલ ચતુર સુજાણ. ૧૨૦
તુજતણા ગુણ કેમ વિસરૂં, જ્યાં લગી ઘટમાં પ્રાણ;

---

૧૦૭ ભંગ—ઘર ભંગ થઇને. ૧૧૮ મીરાંત—અમીરાત—દકરાત.

કામાવતી તું ધણી-વલ્લભ, બોલ ચતુર સુજાણ. ૧૨૧
કનકવરણી કામિની, સર્વાંગ કોમલવાન;
કામાવતી મુજ પ્રાણવલ્લભ, બોલ ચતુર સુજાણ. ૧૨૨
તું સરસ્વતી રાણી રમા કે, હવી વિધાતા નિર્વાણ;
કામાવતી મુજ પ્રાણવલ્લભ, બોલ ચતુર સુજાણ. ૧૨૩
ચિત્રકેરી પૂતળી, કે ચિત્રલેહા જાણ;
કામાવતી કેમ વિસરે, તું બોલ ચતુર સુજાણ. ૧૨૪

## ચોપાઈ.

વિભૂતિ અંગ ચઢાવી સોય, ઘે'લો થઇ પુર સઘળું જોય;
અન્નઉદક ફળ કંઇ નવ ખાય, કામાવતીના ગુણ બહુ ગાય. ૧૨૫
વાયક નારી ગાયે ગીત, કામાવતી શું સબળી પ્રીત;
રાત દિવસ એમ ફરતો ફરે, કામાવતીનું ધ્યાનજ ધરે. ૧૨૬
વાટે કો બોલાવે જેહ, તે શું વાત ન બોલે તેહ;
સઘ પૂછે સહુકોને ત્યાંય, ઘે'લો થઈ ફરે પુર માંય. ૧૨૭
ચકલે ચકલે ઊભો રહી, સ્ત્રીના ગુણ ગાયે તે સહી;
દહે દહે ચુંબન બહુ કરે, એમ કરતો પુર સઘળે ફરે. ૧૨૮

## પૂર્વછાયો.

કામાવતી તું કામની, ચતુર શિરોમણિ નાર;
તુજને એ ઘટે નહિ, પેહેલી પ્રીતિ સંભાર. ૧૨૯
રાજસુતા તું સુખવતી, હું શાહાપુત્ર ગુમાર;
વચન સંભારે આપણું, મુજ તુજ પ્રીત અપાર. ૧૩૦
મેં ધન સર્વ પિતાતણું, તુજ હેતે આપ્યું રાય;

૧૨૬ વાયક ઇ૦—નારી નામનું વાયક (વચન) બોલીને તે ગીત ગાતો હતો.

ગુણ તારા શી પેરે કહું, કહેતાં પાર ન થાય. ૧૩૧

મુજ વિના જળ ફળ ઉદક, મુખ ન ધરતી પાન;
તે ક્યમ રહેશે અબળા, મુજ તુજ પ્રીત સમાન. ૧૩૨

શ્રીસૂરજ તું પ્રત્યક્ષ સહી, સઘળે તારૂં તેજ;
કહીં મેળવ કામાવતી, મુજ શું જેને હેત. ૧૩૩

જે સ્ત્રી અધક્ષણ મુજ વિના, પલક ન રહેતી ક્યાંય;
તે નારી ક્યમ જીવશે, મુજ વિના અલગી ત્યાંય. ૧૩૪

હસી વચન મુખ બોલતી, નિત્ય નિત્ય નવલો ભોગ;
તે નારીનો દૈવ તેં, કીધો આજ વિયોગ. ૧૩૫

મેં પૂર્વે પુણ્ય કર્યું કશું, જે પામ્યો એ નાર;
તેમાં હાણ કશી થઇ, (જે) દુઃખ પડ્યું સંસાર. ૧૩૬

પ્રાતઃ સમે ઊઠી સતી, મુજ મુખ જોતી પ્રેમ;
સેજેથી પછે ઊઠતી, એવો ધરતી નેમ. ૧૩૭

તે સ્ત્રી કયી પેર જીવશે, મુજ પાખે ક્ષણમાત્ર;
ક્ષણ ક્ષણ વર્ષ સો સો થશે, કોશું કરશે વાત. ૧૩૮

## ચોપાઈ.

કર્ણરાય એમ કરે વિલાપ, અંન જળ સર્વે તજિયું આપ;
રોતો રોતો હીંડે તેહ, પૃથ્વી સાથ પછાડે દેહ. ૧૩૯

ચકલે ચકલે એ ગત કરે, કામાવતીના ગુણ વિસ્તરે;
મારગ લોક જોવા સહુ મળે, લોક ગામના ટોળે વળે. ૧૪૦

જેને જે ગમે તે કહે, કુંવરતણી કો વાત ન લહે;
કો નિંદે કો વંદે લોક, ચતુર હોય તે આણે શોક. ૧૪૧

કો કહે એ નારીને કાજ, આવડું દુઃખ કો ન આણે આજ;
ઘે'લા સ્ત્રી કોની નવ હોય, તો કર્ણકુંવર શામાટે રોય. ૧૪૨

ભલું કર્યું જે પોતે ગઇ, તુને જીવતો મૂક્યો સહી;
કુશળ હશે તો નારી ઘણી, લાજ ગમાવે ક્યાં આપણી. ૧૪૩
બીજી નાર કરો વળી સોય, જેથી મહાસુખ તુજને હોય;
તું શાહાપુત્ર સકર્મી જશો, જોગી નહિ કો ભોગી તશો. ૧૪૪
જે શું મન માન્યું દિન રાત, તેને તે વિના મિથ્યા વાત;
જો તું સ્રીને વલ્લભ હોય, તો પતિ નરને ન તજે કોય. ૧૪૫
અવર પુરૂષશુ લાગ્યો નેહ, તો હશે તુજને દીધો છેહ;
સ્રીશુ પ્રીત ન કીજે ઘણી, અબળા નવ હોયે આપણી. ૧૪૬
તેમાટે સુણ કર્ણકુમાર, સ્રી કોની નવ હોયે નિરધાર;
કેટલાએક બોલે વળી એમ, એને તેશુ છે અતિ પ્રેમ. ૧૪૭
જેશુ મન માન્યું દિન રાત, તેને તે વિના મિથ્યા વાત;
જેને જેશુ સબળો સ્નેહ, તેને મન પરમેશ્વર તેહ. ૧૪૮
જો સ્રીને પતિ વા'લો હશે, તો સ્રી ફરી ઘેર આવશે;
પ્રીત હશે તમો બેહુને જાણ, તો તુજને મળશે નિર્વાણ. ૧૪૯
એ ચિંતા મન નવ કીજે સોય, કર્મ લખ્યું નવ છૂટે કોય;
જે સ્રીશુ નર આણે નેહ, તે સ્રી નરને આપે છેહ. ૧૫૦
તો તે જન્મ જન્મ પાપણી, કંથ વિનાની મરે આફૂણી;
તેને નરનું સુખ નવ હોય, રાત દિવસ તે દુખણી રોય. ૧૫૧
કેટલાએક એમ બોલે વાણ, એની પ્રીત સબળી છે જાણ;
પ્રીત અભ્યંતર બેહુને જેહ, અવર કોણ મન જાણે તેહ. ૧૫૨
જેને જેશુ પ્રીત બંધાય, તેણે તે વિના રહ્યું નવ જાય;
જેને જેશુ લાગ્યો મોહ, તેને તે વિના સુખ નવ હોય. ૧૫૩

---

૧૫૧ આફૂણી—સેહેજમાં.

જો તે નારી આપે છેહ, જન્મોજન્મ દુઃખ પામે તેહ;
તે નાર લજ્જા કોની નવ ધરે, કોનું તે વાર્યું નવ કરે. ૧૫૪
પ્રાણ અન્ન તજે જાય દેહ, પણ તે પુરૂષ તજે નહિ સ્નેહ;
તેમાટે તમે સૌ મળી, વે'લો ક્યાં કો'છો એને વળી. ૧૫૫
કેટલાએક એમ કહેતા જાય, એની રક્ષા કરજો માય;
ચતુર પુરૂષ કો હોયે જેહ, પાનશુ બીડી આપે તેહ. ૧૫૬
કો જળ ફળ તેને આપતા, દુઃખ આણી શીશ ધૂણી જતા;
ફટ ફટ રે તું નારી એહ, આવા પુરૂષને ક્યાં દીધો છેહ. ૧૫૭
ખાવાનું કો આપે જેહ, કર્ણકુંવર ના ખાયે તેહ;
કામાવતી વિના ભક્ષ કેમ કરૂં, તે નારી વિના ઉદર કેમ ભરૂં. ૧૫૮
તેશુ અભ્યંતર લાગ્યો નેહ, હવણાં સ્ત્રી નવ દેખું તેહ;
એમ રહ્યો તે કરે વિલાપ, અન્ન ઉદક તજ્યું તેણે આપ. ૧૫૯

પૂર્વછાયો.

જો મુજ વિના ખાતી નહિ, અન્ન ઉદક ફળ પાન;
તે નારી વિણ ભક્ષ કેમ કરૂં, તે મુજને માંસ સમાન. ૧૬૦
તે નારી જ્યાં રહી હશે, કપટથકી કો પાસ;
જળ ભક્ષ તે નહિ કરે, દુઃખે થશે દેહનો નાશ. ૧૬૧
તેમાટે તે નારને, મેળવજે જગદીશ;
નહિ મળે તો પ્રાગમાં, કરવત મૂકાવીશ શીશ. ૧૬૨
અથવા જઈ કેદારમાં, કરીશું ભૈરવ જાપ;
કામાવતી વિના જીવતો, નહિ મળું માય ને બાપ. ૧૬૩
(પણ) પ્રાણ મારા નિશ્ચે ખોઉં, કહું છું નિર્ધાર;
જન્મ જન્મ બેહુએ એકઠાં, અવતરીએ નર ને નાર. ૧૬૪
એમ કરતો સઘળે ફરે, સર્વે તજ્યું સુખ જાણ;

---

૧૬૨ પ્રાગમાં-પ્રયાગમાં. ૧૬૩ ભૈરવજાપ-ઊંચેથી પડીને મરવું તે

ત્રણ માસ એમ વહી ગયા, તે પુરમાં નિર્વાણ. ૧૬૫
એમ ગુણ સંભારે નારના, પડે ને બેઠા થાય;
જંત્ર વાગે તાર તૂટે, નારના ગુણ ગાય. ૧૬૬
જંત્રકેરાં તુંમડાં ત્યાં, નિત્યે ભાગે તેહ;
ઊભેથી હેઠો પડે, દુઃખ સબળ પામે દેહ. ૧૬૭
દિવસ રયણી નિર્ગમે, કામાવતીના ગુણ ગાય;
સૂતપુરાણિક ઓચર્યો, સાંભળો રાણા રાય. ૧૬૮
એ કથા રહી એટલે, હાવે પેરની કહું વાત;
કામાવતીની પાસ ચાલી, આવિયો પૃથ્વીનાથ. ૧૬૯
રાય કહે તું અનમની, કેમ થાય ચતુર સુજાણ;
મુજ સંગે શે નથી બોલતી, તું પરમ કોમળ વાણ. ૧૭૦
વૈદર્ભા નગરી તાહરી, ગજ રાજ્ય રિદ્ધિ ભંડાર;
જે કરે તે થાય તું, પટરાણીને ઠાર. ૧૭૧
વચન એવું સાંભળીને, કરે મન વિચાર;
મુજને લાવ્યો છે હરી, હવે કરૂં કોણ પ્રકાર. ૧૭૨
કપટ ત્યાં મેં નવ લહ્યું, મુદ્રિકા દીઠી પર્મ;
મુજ કંથકેરે હાથ હુતી, ઉપન્યો નહિ ભર્મ. ૧૭૩
હવણાં એને શરણ છું, જો કરૂં છું તિરસ્કાર;
તો મુજ અબળાતણું, નવ ચાલે એક લગાર. ૧૭૪
સ્વામી મારો એક છે તે, કર્ણરાય સુજાણ;
તે જાણે મન માહરૂં કે, સાક્ષી ઉગતો ભાણ. ૧૭૫
વિચાર મનશુ કરી અબળા, વદે તેણીવાર;

---

૧૬૮ રયણી–રજની–રાત. ૧૬૯ પેરની–કામાવતીની શી પેર થઈ તેની.
૧૭૦ અનમની–ઉંચા મનવાળી.

ખટ માસ સુધી રાયજી, તમો ચિત્ત રાખો ઠાર. ૧૭૬
મંગળતણી સેવા કરૂં, કયમ થાય વ્રતનો ભંગ;
ભૂમિ સૂવું તે શે ના જાણો, સૂક્યું છે સર્વાંગ. ૧૭૭
ખટ માસ વાણામાં જશે, હું છું તમારે શરણ;
જેમ પારધીના પાશ મધ્યે, આવી પડતું હરણ. ૧૭૮
વચન એવાં સાંભળીને, રાય થયો રળિયાત;
દયા મનમાં ઉપની, એ ખરી કહે છે વાત. ૧૭૯
પછી મેહેલ અલગો આપિયો, કામાવતીને ત્યાંય;
બે સાહેલી સંગ સોંપી, રહે મંદિર માંય. ૧૮૦
એ કથા રહી એટલે, સાંભળો શ્રોતાજન;
નર નાર ગાય ને સાંભળે, તેને તૂઠે જગજીવન. ૧૮૧
શ્લોક પૂરણ થયા પાવન, એકસો ને ત્રીશ;
અષ્ટાદશમો અધ્યાય સોંત્યો, ગુરૂને નામું શીશ. ૧૮૨

## કડવું ૧૯ મું.

## રાગ સામેરી.

સૂતપુરાણિક બોલિયા, સુણ રાય ચતુર સુજાણ;
કામાવતી મન દુઃખ ધરે, વિનવું ઉગતા ભાણ. ૧
સૂરજની સ્તુતિ કરે, શ્યામા ઝરે આંસુપાત;
મુજ વિના કૃષ્ણ! તો હશે, દુઃખ પામિયો મુજ નાથ. ૨
વૈરાગ્ય આણી મન વિષે, ને તજ્યા સહુ શણગાર;
અન્ન ઉદક સર્વ તજિયું, ધરે દુઃખ અપાર. ૩
પરવશ પડી હું શું કરૂં, કેમ જાય દિન ને રાત;
કારાગૃહમાં હું પડી, કયાં મળે મુજને નાથ. ૪

૧૭૮ વાણામાં–સવારમાં. અર્થાત્ કાલે જતા રહેશે.

જાનકીજીવન ! રામજી, ત્રૈલોક્યકેરા નાથ;
કારાગૃહથી છોડિયે, જેમ મળે મારો નાથ. ૫

શ્રીકૃષ્ણ ! ગોપીનાથ ! વલ્લભ ! યદુપતિ ! વિખ્યાત !
કારાગૃહથી છોડિયે, જેમ મળે મારો નાથ. ૬

દેવકીનંદન ! વિશ્વવંદન ! જગતમાં વિખ્યાત;
કારાગૃહથી છોડિયે, જેમ મળે મારો નાથ. ૭

રૂક્મિણીનાયક ! સુફળદાયક ! કૃષ્ણ ! શ્રીભગવાન !
કર્ણરાય વિના અવર, નર તાત બંધુ સમાન. ૮

વૈરાગ આણી કળકળે, દુઃખ ધરે અબળા મન;
ખટમાસ જાતાં વહી જશે, શું થશે જગજીવન. ૯

કામાવતી કલ્પાંત કરતી, ન રહે એક લગાર;
કંથકેરે વિયોગે એમ, માસ વિત્યા ચાર ! ૧૦

મેહેલ ઉપર ચઢી શ્યામા, નિહાળે ચોપાસ;
કંથ મારો દૃષ્ટિ દેખું, કૃષ્ણ પૂરે આશ. ૧૧

એક વારને સમે શું થયું, કામાવતીનો કંથ;
મેહેલ હેઠળ નદી છે, જે મહાશોભાવંત. ૧૨

ઉપકાંઠે તે નદીને, વૈરાગ આણી મન;
હાથ વીણા વજાડે, ન કરે શોક રૂદન. ૧૩

કામાવતીના ગુણ ગાયે, (બેઠો) જંત્રનાદ ઝણકાર;
તેહ સમે તે મેહેલથકી, નિર્ખતી રાજકુમાર. ૧૪

કામાવતીએ ઓળખ્યો, મુજ કંથ નિશ્ચે હોય;
મુજ નામ મુખ ન વીસરે, ગુણ ગાયે બેઠાં સોય. ૧૫

---

૭ દેવકીનંદન—દેવકીના પુત્ર. વિશ્વવંદન–વિશ્વ જેને વંદન કરે છે એવા.
૧૩ ઉપકાંઠે—કાંઠા ઉપર.

તે સમે શામાતણા મુખ પર, ચઢયું સબળું વાન;
જેમ શરદઋતુનો ચંદ્રમા, તે કળા રૂપ નિધાન. ૧૬

એક ગુપ્ત કાગળ લખે અબળા, કો ના જાણે મર્મ;
કામાવતીએ ભેદના, ત્યાં લખ્યા અક્ષર પર્મ. ૧૭

ચિરંજીવી હજો તુજને, કર્ણ કુશળ કલ્યાણ;
કામાવતીની વિનતિ, હું સદા સેવક જાણ. ૧૮

વૈદર્ભા નગરી વિષે છે, રાયના મેહેલ મોઝાર;
એ સમો નહિ દુષ્ટ પાપી, અવર કો સંસાર. ૧૯

એહ રાયે કપટ કીધું, કાં ધરો વિશ્વાસ;
તમ પાસથી મુદ્રિકા લેઇને, મોકલી મારી પાસ. ૨૦

એધાણ મુજને દાખવ્યું, ત્યાં તેડે તારો કંથ;
તેમ સુણતાં તમતણું, કામ રહ્યું પ્રજ્ઞાવંત. ૨૧

ખટ માસકેરા વ્રતનું, મેં નીમ ધરિયું પર્મ;
આજ સુધી કૃષ્ણજીએ, રાખિયો છે ધર્મ. ૨૨

મેં તો મારા મન વિષે, અતિ ચિંતવ્યું છે એહ;
ખટ માસ માંહે ન મળે તો, તજું મારો દેહ. ૨૩

એ પત્ર વાંચી શીઘ્ર થાજો, કંથ ચતુર સુજાણ;
ઢીલ થાશે અર્ધ ઘડી તો, તજું મારા પ્રાણ. ૨૪

અશ્વ આણી કરજો ઊભો, મેહેલ હેઠળ નાથ;
હું દોર બાંધી ઊતરૂં, જવ થાય અરધી રાત. ૨૫

---

૧૬ તે સમે ઇ૦—પોતાના સ્વામીને પોતાના નામનો જપ કરતો જોઈ તે સ્ત્રીના મુખ ઉપર સબળું વાન ( રંગ—લાલાશ ) ચઢયું.

૨૧ તેમ ઇ૦—હે પ્રજ્ઞાવંત ( બુદ્ધિશાળી ) ! તમારૂં તેમ ( શુભ વર્તમાન ) સુણતાં કામ ( ઘરકામ ) એમને એમ રહ્યું–પડયું મૂકીને હું ગઈ.

લખી કાગળ બીડિયો, પત્રિકા સાહી પાણ;
કામાવતી તવ ઓચરી, નિજ સખી પ્રત્યે વાણ. ૨૬
એક કમંડળ લાવો તમો, શીઘ્રે જઈને આજ;
પેલા જોગીને આપીએ, તે જંત્રકેરે કાજ. ૨૭
સખી લાવી શીઘ્ર જઇ, કામાવતીની પાસ;
પત્રિકા તે મધ્યે મૂકી, પૂર્વ પ્રેમ પ્રકાશ. ૨૮
દોર બાંધી કમંડળ, મેલિયું નીર મોઝાર;
વેહેતું ચાલ્યું તેહ ભણી, જ્યાં હુતો નિજ ભરતાર. ૨૯
પેલાની દ્રષ્ટે પડ્યું, તવ થયો રળિયાત;
જંત્રકેરે અરથ આવે, હવી સૂધી વાત. ૩૦
ઉપકાંઠે તાણી લાવિયો, તે હતું નીર મોઝાર;
ખંખેરતાં એક પત્ર દ્રષ્ટે, પડ્યું તેણીવાર. ૩૧
હતા અક્ષર કામાવતીના, કર્યા અવલોકન;
શોક સઘળો વીસર્યો, ને થયું હસતું વદન. ૩૨
પ્રેમપૂર્વક દ્રષ્ટે કાગળ, વાંચિયો નિરધાર;
કામાવતીએ જે લખ્યું, તે લહ્યો સર્વ પ્રકાર. ૩૩
જંત્ર મૂકી સ્નાન કીધું, ગયો મંદિર તેહ;
ધન વસ્ત્ર ભૂષણ હતાં તે, ધર્યાં અંબર દેહ. ૩૪
બેહુ ગમ ભાથા ભરી ભીડ્યા, સજ કર્યો તોખાર;
મહાનિશાએ ચાલિયો, તે ગયો થઇ અસ્વાર. ૩૫
મેહેલ હેઠળ અશ્વ રાખી, ઊતર્યો ત્યાં વીર;
ઘોડાકેરી વાગ દોરે, હસ્ત કસણે હીર. ૩૬

૩૪ અંબર—વસ્ત્ર. ૩૫ ભાથા—બાણ ભરવાની થેલીઓ. મહાનિશા—અર્ધરાત. ૩૬ વાગ—લગામ. હસ્ત ઈ૦—તે વાગ (લગામ) હાથે હીરના કશીદાથી ભરેલી.

તે દોરને હસ્તે ગૃહીને, હવો નિદ્રાવંત;
તેહ સમે ત્યાં ઉતરે, માનિની શોભાવંત. ૩૭
એવા માંહે તસ્કર તાકી, રહ્યો હુતો કોય;
કર્ણરાયના હાથકેરી, દોરી કાપી સોય. ૩૮
અશ્વ રાખી રહ્યો ઊભો, વેગળો જઈ ચોર;
અશ્વ ઉપર તે ચઢ્યો, જેમ કળા માંડે મોર. ૩૯
એવે રાણી ઉતરી ગઇ, અશ્વકેરે પાસ;
મુજ કંથનુ દરશન થયું, તું ધન્ય શ્રીઅવિનાશ. ૪૦
પેગડે પગ ધરી અબળા, રહી ઉભી ત્યાંય;
તે સમે તસ્કરે ઓઢી, પોતાકેરી બાંય. ૪૧
કામાવતીને લેઇ નિસર્યો, તે પવન વેગે જાય;
ખરી તળે ક્ષિતિ ચૂર્ણ થાયે, અશ્વને પડઘાય. ૪૨
કામાવતી મુખ ઓચરી, સુણ કર્ણરાય વચન;
ભગવંત અળુ કેમ કરે, જો છે તમારૂં પુણ્ય. ૪૩

દુહા.

પ્રશ્ન. ચાર પાખ ને એક ફળ, તે ફળ ખાધે મરી જાત;
નારી વિના ચાલે નહિ, તે મુજ દાખવ કાંત. ૧

ઉ૦-તીર કમાન.

પ્રશ્ન. એક ફળ દો લોયણાં, અને તે મુખ મોટા દંત;
મસ્તક પે પૂંછ વડું, તે મુજ દાખવ કંથ. ૨

ઉ૦—વાંસી.

---

૪૧ તે સમે ઈ૦—તે વખતે ચોરે પોતાનો હાથ આગળ ધર્યો છે.
૪૨ ક્ષિતિ-પૃથ્વી.
૧ દુહા-ચોરને પોતાનો સ્વામી માનીને કામાવતી માર્ગમાં વિનોદાર્થે તે. નેસમશ્યાઓ પૂછે છે અને ચોર તેના ઉત્તર દે છે. ચાર ઈ૦—સ્પષ્ટ છે.

પ્રશ્ન ચાર ચરણ દો લોયણાં, નિત્ય ઉઘાડા દંત;
વેણુવા એક ઝળહળે, તે મુજ દાખવ કંથ. ૩

ઉ૦—હાથી.

પ્ર૦ પાણી વિના નવ નિપજે, ને પાણીથી મરી જાત;
દેશ વિદેશે તે ભમે, તે મુજ દાખવ કાંત. ૪

ઉ૦—કાગળ.

પ્ર૦ પછે ઉગી ચોટલી, પહેલા વાધ્યા દંત;
પાણીને મેં બાંધિયું, તે મુજ દાખવ કંથ. ૫

ઉ૦—શ્રીફળ.

પ્ર૦ નરથકી નર નિપજે, અને દિસે સોભાવંત;
તે નર વિણ ચાલે નહિ, તે મુજ દાખવ કંથ. ૬

ઉ૦—દીવો.

પ્ર૦ બાપે જનમી બેટડી, બેટડી બાપ જણંત;
ઘડી તેહેના પેટમાં, તે મુજ દાખવ કંથ. ૭

ઉ૦—આંબો.

પ્ર૦ રતે દાદુર બોલિયો, મુખ વિના કરે પોકાર;
જળ ઉઠે જળ નિપને, મુજ દાખવ ભરતાર. ૮

ઉ૦—વરસાદ.

પ્ર૦ સરોવર પણ સૂકી રહ્યું, પાણી બહુ દીસંત;
બુડે બાધા ડુંગરા, તે મુજ દાખવ કંથ. ૯

ઉ૦—ઝાકળ.

પ્ર૦ સૂકું સરોવર વિમળ જળ, કમળતણો નહિ પાર;

---

૩ વેણુ ઇ૦—એક વેણુ (વાંસ) વા (ઊંચો) ઝળહળે છે—શોભે છે.
૫ પેહેલા વાધ્યા દંત—નાળિયેરની અંદરના ગોટાનો અંકુર પ્રથમ થાય છે તે.

તેજે કમળો નિપજે, પંડિત કરો વિચાર. ૧૦

ઉ૦ દર્પણ.

પ્રશ્ન નારી નરને મારતી, નર હીંડે દોડંત;

માથે મારી આણતી, તે મુજ દાખવ કંથ. ૧૧

ઉ૦—ગેડી દડો.

પ્ર૦ પાણી પીતી દુબળી, તરસે માતી હોય;

કુટુંબ કંળો કરી આવતી, કંથ વિમાસી જોય. ૧૨

ઉ૦—છાશ.

પ્ર૦ ઉપર જળ ને તળે કમળ, દીસે શોભાવંત;

ભમરો તેનો ભોગિયો, તે મુજ દાખવ કંથ. ૧૩

ઉ૦—વલોણાનો વાંસ.

પ્ર૦—રણમાં વસતી સુંદરી, આપે બાળકુમાર;

તેને છોરૂં પરણીએ, આપે કરો વિચાર. ૧૪

ઉ૦— મીંઢળ.

પ્ર૦ નરકમાંથી નર પડે, તે મુખમાં એક દંત;

અગણિત ફેરા તે ફરે, તે મુજ દાખવ કંથ. ૧૫

ઉ૦—માખ.

પ્ર૦ બે મુખ છે એ નારને, બે નર તેહ ગ્રસંત;

બે નરને બંધન કરે, તે મુજ દાખવ કંથ. ૧૬

ઉ૦—ચોળી.

---

૧૦ તેજે ઇ૦-તે દર્પણના તેજથી મુખરૂપી કમળ ઉપજે છે-તેમાં પ્રતિબિંબિત થાય છે.

૧૫ નરક ઇ૦—નરકના જીવડામાંથી મચ્છર, માખ, કે ભમરો, ઉપજે છે, તેના મુખમાં ડંખ એ દાંત જેવો છે અને તે ફેરા પણ ફરે છે, માટે તેમાંથી તો એક નહિ હોય ?

૫૦ નારીએ નારી ગળી, ને દીસે શોભાવંત;
બે અક્ષર ત્યાં નામ છે, તે મુજ દાખવ કંથ. ૧૭

૬૦—વીંટી.

કામાવતી એમ મુખથી, ઓચરે અમૃત વાણ;
કર્ણરાયને પૂછતી, બોલો કંથ સુજાણ. ૧૮

## ચોપાઈ.

એવે શુદ્ધ ઉદ્દ થયો, રહી પાછલી રાત;
પર પુરૂષ દષ્ટે પડે, જવ હુવો પરભાત. ૧
કામાવતી (મન) વિસ્મય થઈ, કોણ પુરૂષ તું હોય;
ક્યાં લઇ જાઇશ મુજને, લહીએ કારણ સોય. ૨
વચન સુણી કામાતણું, (અને) બોલ્યો તેણી વાર;
સાચું માને સુંદરી, તું સ્ત્રી હું ભરતાર. ૩
જે જે ઇચ્છા ઉપજે, દિવસે માગે જેહ;
રાતે રાતે નિશ્ચે હું, આણી આપું તેહ. ૪
કામસેનકેરી સુતા, મનશુ કરે વિચાર;
તો ત્યાં એ તસ્કર ખરો, ચોરીનો કરનાર. ૫
અહોદૈવ અદષ્ટમાં, એવો મળિયો જોગ;
છેહ ના આવ્યો કર્મનો, હજુ અધૂરો ભોગ. ૬
મન વિમાસી ઓચરી, તું રાખ અશ્વ એ ઠાર;
હાથથકી હીરો જશે, મૂરખ મૂઢ ગમાર. ૭
તુજને કો એક મારશે, ત્યારે શી મુજ પેર;
પૃથ્વીપતિ મૂકે નહિ, કેમ લઈ જાશો ઘેર. ૮
તું સરખો મુજને ક્યાં મળે, માન્યુ મારૂં મન;
સંગ પામી હું તાહરો, જો કાંઇ પૂરવ પુણ્ય. ૯

પુણ્ય વિનાં ના પામિયે, તું નર ને હું નાર;
જો મન માને તાહરૂં, તો કહું એક વિચાર. ૧૦
પ્રાતઃકાળ સમે થયો, ઓ ઉગ્યો કશ્યપતન;
તુજ હાથે રહેવું નથી, નારી રૂપ રતન. ૧૧
મારે મન તું એક છે, મુજ સરીખું તું રાખ;
એમાં જૂઠું જો કહું, તો સૂરજ શ્રીશાખ. ૧૨
જે જેને મન માનિયે, તે તેને મન દેવ;
જટાધારી ઈશ્વરતણી, કરે પાર્વતી સેવ. ૧૩
હું તવ પૂછું ચતુર નર, મન વિચારી જોય;
નગર તમારૂં કેટલે, અહીંઆંથી રહ્યું સોય. ૧૪
વચન સુણી અબળાતણું, તસ્કર વદ્યો વચન;
બે કોશ નગરી રહી, અહીંથી અર્ધ જોજન. ૧૫
કામાવતી એમ ઓચરે, ચિંતા રાખો રાય;
નગર તમારે એકલાં, સરશ્યાં કેમ જવાય. ૧૬
રાજા દંડે તુજને, મુજને મોટી હાણ;
તેમાટે સુણ સુઘડનર, તું મુજ જીવનપ્રાણ. ૧૭
મુજને અહીં મે'લી કરી, જાઓ નગર મોઝાર;
સગાં સંબંધીને જઈ કહો, પરણી લાવ્યો નાર. ૧૮
સ્વજન વર્ગ સહુ તમતણું, નગર નિવાસી સોય;
વાજાં વજડાવી વહેલા, જઈ લાવો સહુ કોય. ૧૮
તસ્કર મનમાં હરખિયો, મુજને ગમ્યો વિચાર;
અશ્વ નાર મે'લી કરી, ચાલ્યો નગરમો ઝાર. ૨૦
શીઘ્રપણે થઇ સંચર્યો, જવ ચાલ્યો નર દૂર;

---

૧૧ રહેવું નથી—રહેશે નહિ. ૧૬—સરશ્યાં—ભેગાં—જોડે.

કામાવતી એમ ઓચરે, જો એક થાય અસુર. ૨૧
હું એકલડી કયમ રહું, ઉદવસ્ત એણે વન;
સાદ કરીને વાળિયો, સાંભળ એક વચન. ૨૨
ત્રીશ રૂપિયા આપીઆ, તસ્કરકેરે હાથ;
અહીંથી જાઓ ઉતાવળા, કહું તે કરજો વાત. ૨૩
મારેકાજે લાવજે, ઉંચાં વસ્ત્ર અપાર;
તેવાં તારે લાવજે, જઇને નગર મોઝાર. ૨૪
અહીંથી જાઓ ઉતાવળા, વિલંબતણું નહિ કામ;
વાટ જોઉં આવ્યાતણી, બેઠી એણે ઠામ. ૨૫
વચન સુણી શ્યામાતણું, ક્ષણ ના ખાએ શ્વાસ;
મારગ વહે ઉતાવળો, મન આવ્યો વિશ્વાસ. ૨૬
દૃષ્ટિ અગોચર તે થયો, ત્યાંથી ઉઠી નાર;
અશ્વતણે ચરણે નમી, તતક્ષણ થઇ અસ્વાર. ૨૭
સૂતપુરાણિક ઓચરે, સાંભળો પૃથ્વીઇશ;
કામાવતી મન દુઃખ ધરે, દુહા કહ્યા ચાળીશ. ૨૮
નવ દશ અધ્યાયે એટલે, સોંત્યા પુરાણે સાર;
પદ્મપુરાણે એ કથા, ચોપાઇએ વિસ્તાર. ૨૯

## કડવું ૨૦ મું.

## રાગ ગોડી દેશીફેર.

ચંદ્રસેન પ્રત્યે એણી પેર બોલ્યા, સુણો સૂત મુનિજન;
અશ્વ ચલાવ્યો ત્યાંથી અબળા, લીધું ઉદ્દવસ્ત વન. ૧

---

૨૧ અસુર–મોડું. જો એને અહીં પાછા આવતાં અસુર થાય તો ઠીક

૧ લીધું ઈ૦—ઉદ્દસ્ત (ઉજાડ) વન લીધું–વનમાં મારગ ઝાલ્યો–ચાલતી થઈ.

તેણે સમે કો રાજકુંવર, બે સુંદર છે અસ્વાર;
મૃગયા રમવા તે નીસરિયા, આવ્યા વન મોઝાર. ૨
હંસ વચ્છ ત્યાં નામ તેહનાં, મહાબળ પરાક્રમ ધારી;
તેણે સમે તે અશ્વ ઉપરે, દીઠી સુંદર નારી. ૩
બેહુ પાસા બે બાંધવ લાગ્યા, આવ્યા શામા પાસ;
કામાવતીને કર્મ લાગિયું, મૂકે શ્વાસોશ્વાસ. ૪
બોલ્યો કહે એ મારી નારી, પેલો કહે મુજ નાર;
તું અહીંથકી અળગો રહે પાપી, હું એનો ભરતાર. ૫
વચ્છ વદે હું વડો બાંધવ, છે નારી મુજ જોગ;
તુજને હું બીજી પરણાવીશ, કંથા એ છે રોગ. ૬
હંસ કહે હું સહુ સમજું છું, વાદ્યાનું નહિ કામ;
નાના બંધવની નારીનું, તેં નવ લેવું નામ. ૭
જેઠ કા'વે જુલમ કરે, કંઈ નવ પૂછાએ વાત;
અહીંથી અળગો રહે તું હવણા, ઉપજે ઉત્પાત. ૮
દૈવે એ મુજ હાથ સોંપી, પરમ સુંદરી જેહ;
મુજમાટે તો એણે મારગ, ચાલી આવી તેહ. ૯
તેણે સમે ત્યાં ઉત્તર આપે, વડો બંધવ વચ્છરાજ;
નિશ્ચે જાણી નાનો માટે, રાખું તારી લાજ. ૧૦
રહે મૂરખ વેગળો પાપી, કશો ન જાણે મર્મ;
વડા ભ્રાતની સ્ત્રીના સામું, જોતેં હોય અધર્મ. ૧૧
કામાવતી ત્યાં રહી સાંભળે, મનશું કરે વિચાર;
પેલા બેઉમાં વાદ ઉપન્યો, અચરજ પામી નાર. ૧૨

---

૬ કંથા ઈ૦—એ સ્ત્રી તો કંથા જેવી ( જૂની માલ વિનાની ) અને રોગરૂપ છે. ૧૧ જોતે—જોવાથી.

એવા દુઃખમાં હાસ્ય ઉપજે, બેહુનાં સુણી વચન;
શું બાપે પરણાવી આપી, નારી વિમાસે મન. ૧૩
હંસ વચ્છ પ્રત્યે એમ બોલી, મુખથી કોમળ વાણ;
કામાવતીને શે નવ જાણો, અતિશે ચતુર સુજાણ. ૧૪
કહ્યું કાન જો ધરશો મારૂં, સનમુખ આવો જોધ;
સર્વને સુખ ઉપજે, એવો દેઉં પ્રતિબોધ. ૧૫
તમ બેહુમાં વિખવાદ ઉપન્યો, શાનેમાટે કરો વાદ;
હું કહું તે સાંભળો બેહુએ, જેમ રહે સંપસંપાદ. ૧૬
કોઠી ધોતાં હોયે કાદવ, એમ ના કીજે કાજ;
સાંભળ હંસ કહું હું તુજને, વડ બાંધવ વચ્છરાજ. ૧૭
લઘુ બાંધવ તુજ હંસ કા'વે, કહ્યું અમારૂં માન;
રાજકુંવર છે બન્ને બાંધવ, મારે બેહુ સમાન. ૧૮
તેમાટે જેમ રાઢ ન થાયે, જો સમજો બેહુ વીર;
મારે હાથે હું નાખું છું, બેહુ દિશા બે તીર. ૧૯
જે મુજને પહેલો આણી આપે, તેની થાઉં નાર;
બેહુએ બાંધવ વહેલા થાજો, ગમતો હોય વિચાર. ૨૦
વાત સાંભળી હુઆ તત્પર, હંસ વચ્છ બેહુ ભ્રાત;
તેણે સમે અબળાએ લીધું, ધનુષ આપણે હાથ. ૨૧
કામાવતી કરમાં શર લેઈ, કર્યું ધનુષ સંધાણ;
અર્ધ જોજનથી અળગું ચાલ્યું, હેમપુષ્પક બાણ. ૨૨
બેહુ દિશાએ બંધવ દોડ્યા, મૂકે શ્વાસોશ્વાસ;
બોલ્યો કહે પહેલો હું જાઈશ, છે મુજને વિશ્વાસ. ૨૩
પેલો કહે મેં પહેલો પહોચું, કરતો જાય વિચાર;

૧૬ સંપસંપાદ—સંપનું સંપાદન. ૨૨ અળગું—વેગળું. હેમપુષ્પક—સોનાના ફળવાળું.

તીર આણી અબળાને સોંપુ, ક્યાં જાયે છે નાર. ૨૪
પછે પેલીએ સમો ઓળખ્યો, વાત વિમાસી મન;
સાવધાન થઈ અશ્વ હકાર્યો, પહોચી દશ જોજન. ૨૫
મન વિચાર કર્યો અબાળએ, વળી મળે કો ભૂપ;
વાટે જાતાં વિઘ્નજ ઉપજે, દેખી નારી રૂપ. ૨૬
એક સ્થળમાં જઇ ઊતાર્યા, નારીના શણગાર;
પુરૂષ વેષ સજ્યો તે વેળા, બાંધી બહુ હથિયાર. ૨૭
કનકકભાય બેસતી અંગે, જરતારી કટિબંધ;
શીશ મુગટ મણિ, કુંડળ કાને, સજીઓ સર્વ સંબંધ. ૨૮
કંઠે હાર મુક્તાકેરો, તેની કાંતિ અપાર;
બાજુબંધ બેરખા બાંધ્યા, પહેરી સહુ હથિયાર. ૨૯
જાણે કુંવર સુવર્ણે શણગાર્યો, દીસે શોભાવાન;
દષ્ટે પડેથી સહુ કો જાણે, પૃથ્વીપતિ રાજાન. ૩૦
એવો વેષ પાલટી અબળા, મારગ ચાલી જાય;
ત્યાર પછી કહીંએ મારગમાં, કો નવ આડું થાય. ૩૧
શ્રીરંગપટ્ટણ ત્યાં સંચરીને , કીધો નગર પ્રવેશ;
તેહ નગરના લોક હતા તે, નમિયા સહુ સર્વેશ. ૩૨
તેજ નગરનો રાજા મોટો, ઉગ્રસેન કહેવાય;
વૃદ્ધાવસ્થા છે ભૂપતિને, પ્રૌઢો છે મહિમાય. ૩૩
ચંદ્રમતિ તનયા એક તેને, સુંદર રૂપ નિધાન;
વર પાખે તે રહી કુંવારી, ન મળે કો રાજાન. ૩૪
તેહતણા ઘરકેરો મંત્રી, વિજયરાય પ્રધાન;
તેને પણ એક પુત્રી છે તે, સુંદર પરમ નિધાન. ૩૫
પ્રેમાવતી છે નામ તેહનું, નારી અરજોબન;
તે અબળા ત્યાં વરને ઇચ્છે, સુંદર રૂપ-રતન. ૩૬

૨૮ કનકકભાય—જરિયાનનો ડગલો.

તેણે સમે નગરીમાં આવ્યો, પેલો થઇ અસ્વાર;
એવામાં ત્યાં જાતો હુતો, મંત્રી રાજદ્વાર. ૩૭
રાજકુંવર દીઠો એકાકી, વ્યગ્ર થયો પ્રધાન;
કળા કાંતિ ગુણ લક્ષણ સઘળાં, દીસે મહારાજાન. ૩૮
પૂઠે સેન ના દીઠું કોઈ, એકાકી અસ્વાર;
જોઈ રૂપ રીઝયો મન મંત્રી, દીઠો રાજકુમાર. ૩૯
નામી શીશ ઊભો રહ્યો મંત્રી, કીધો છે પ્રણામ;
કૃપાનાથજી ભલે પધાર્યા, ક્યાંથી આવો સ્વામ. ૪૦
એવું કહીને સાથે તેડી, આવ્યો રાંજદ્વાર;
રાજા આદિ સભા સર્વૈ કોઇ, ઊઠી કરે જુહાર. ૪૧
કનક આસન આપી રાજાએ, કીધું આદરમાન;
એકાકી હો કેમ નીસરીઆ, પૂછે છે પ્રધાન. ૪૨
વચન સાંભળી મંત્રીકેરૂં, બોલ્યો રાજકુમાર;
જો પૂછો તો અમો કહુંછું, કનકાવતી મોઝાર. ૪૩
કામસેન નૃપતિ તાત અમારો, કામકુંવર મારૂં નામ;
એક સમે હું પોતે નીસરિયો, મૃગયા રમવા સ્વામ. ૪૪
સેન વછૂટો પડ્યો એકલો, ઉદ્દસ્ત વન મોઝાર;
તેમાટે હું ચાલી આવ્યો, કહ્યો સર્વ પ્રકાર. ૪૫
વાત સાંભળી હરખ્યો મંત્રી, હરખ્યો પૃથ્વીનાથ;
તિલક કાઢિયું કામકુંવરને, શ્રીફળ આપ્યું હાથ. ૪૬
ઉગ્રસેન રાજાએ તેને, દીધું કન્યાદાન;
બીજી કન્યા વળી સમરપી, વિજયરાજ પ્રધાન. ૪૭
વીસ અધ્યાય સોત્યા નિરધાર, કથ્યું પદ્મપુરાણ;
સંસ્કૃતના શ્લોક સાંભળીને, બોલ્યા પ્રાકૃત વાણ. ૪૮

૩૮ વ્યગ્ર—અસ્થિર ચિત્તવાળો.

## કડવું ૨૧ મું.

### રાગ રામગ્રી.

સુણો ચંદ્રસેન રાજન જી;
એણીપેરે બોલ્યા સૂતમુનિજન જી. ૧

### ઢાળ.

વચન તમે સાંભળો, ચંદ્રસેન સુજાણ;
સૂતપુરાણિક ઓચર્યા, ને પુસ્તક લીધું પાણ. ૨
ગાંધર્વવિવાહ ત્યાં કર્યો, સહુ નમ્યાં નર ને નાર;
નગર સહુ આનંદિયું, થઈ રહ્યો જય જયકાર. ૩
ગજ અશ્વ ને ભંડાર સોંપ્યા, સમર્પ્યું સહુ રાજ;
રાય જઈ ચરણે નમ્યો, હવે સર્યાં સઘળાં કાજ. ૪
જામાત્રને રાજ સોંપી, રાય ચાલ્યો વન;
પછે રાજ્યપદ પામિયો, મુક્તિપુરી પાવન. ૫
તે નગરકેરૂં કામકુંવર, કરે બેઠો રાજ;
સભા સહુ આવી નમે, ને પરમ વાધી લાજ. ૬
પ્રેમાવતી ને ચંદ્રબાળા, બેહુ રાણી તેહ;
એકવારને સમે કામકુંવર, પાસે તેડી તેહ. ૭
સમીપથી શીખ દીધી, સાંભળો બેહુ નાર;
મારે બાધા આકરી, જાઉં તે રાજદ્વાર. ૮

---

૫ પછે ઇ૦—પછી તે રાજા પોતાના પુણ્યે કરીને પાવન મુક્તિપુરીનું રાજ્યપદ પામ્યો—મુક્ત થયો.

૮ જાઉં ઇ૦—માટે હવે હું રાજદ્વારમાં જાઉં છું. (બાધાનું કારણ કાંઇ કહ્યું નહિ).

તેમાટે મન ઠાર રાખો, વરસ એક પર્યંત;
તેડ્યા વિના ના આવશો, માનની શોભાવંત. ૯
વચન પિયુનાં સાંભળી, ઊચરી કોમળ વાણ;
કહ્યા પુઠી કંથકેરી, કેમ લોપું આણ. ૧૦
એ કથા રહી એટલે, એમ વધ્યા સૂતમુનિજન;
રાજ્ય કરતાં કુંવરને, થઈ ગયા બહુ દિન. ૧૧
એકવારને સમે શું થયું, મન વિચારે રાજન;
સભા મધ્યે બોલિયા, એક વાત સુણ પ્રધાન. ૧૨
ચીતારા તેડાવિયે, આ નગરકેરા જેહ;
કામ કંઇ એક સોંપશુ, મુજ પાસ લાવો તેહ. ૧૩
વચન રાયનાં સાંભળીને, મોકલ્યા બહુ જન;
નાના મોટા સર્વ ચાલ્યા, કામ છે રાજન. ૧૪
બીજે દહાડે સર્વ મળિયા, ચીતારાનો સાથ;
પ્રધાન તેડી લાવિયો, જ્યાં હતો પૃથ્વીનાથ. ૧૫
આવી આગળ કર્યા ઊભા, સર્વ નામે શીશ;
સભા સુણતાં વચન મુખથી, વધ્યો પૃથ્વીઈશ. ૧૬
શિલ્પકારી પ્રત્યે રાજા, વધ્યો મુખ ઉચ્ચાર;
તમ માંહીથી કો ચતુરનર, મુજ પાસ આવો ચાર. ૧૭
બાકી નરને વિદાય દીધી, સભા સર્વ સહિત;
ચાર જણાને નિકટ તેડ્યા, પ્રેમપૂર્વક પ્રીત. ૧૮
મુખથકી વાયક ઓચર્યા, તતસમે રાજાન;
એક નારકેરૂં ચિત્ર કરાવું, રૂપ મુજ સમાન. ૧૯
મારે રૂપે નારકેરૂં, લખો એક સ્વરૂપ;
તલમાત્રકેરો ફેર ના પડે, વધ્યો પૃથ્વીભૂપ. ૨૦

લજ્જાવંતુ કામ કરજો, કનકકેરૂં જેહ;
અંગ અંગે ભાવ આવે, રંગ ભરજો તેહ. ૨૧
કામાવતી ત્યાં નામ ધરજો, આઠ હાથ પ્રમાણ;
ઔાડા દિનમાં લાવજો, જોઉં કેવા ચતુર સુજાણ. ૨૨
દ્રવ્ય જોઇએ જેટલું, મોકલું બેઠાં ઘેર;
વિલંબ નવ થાએ ઘડી, જઈ રચ્યો રૂડી પેર. ૨૩
રાય પાસે શીખ માગી, સંચર્યા ગૃહદ્વાર;
સામગ્રી સહુ મગાવીને, રચી સુંદર નાર. ૨૪
માસ એકે નિપની, પૂતળી પ્રેમ નિધાન;
કામાવતી ત્યાં નામ પાડ્યું, પરમ શોભામાન. ૨૫
રાય પાસે લાવિયો, પદ્મિની નવ જોબન;
પોતા સાથે દરપણ મધ્યે, નિહાળ્યું દર્શન. ૨૬
રૂપ નિરખી નારનું, સર્વાંગ આપ સમાન;
પ્રધાનને તેડી કરી, સુખથી વદ્યો રાજાન. ૨૭
દરવાજે દરબારને જઇ, ચોઢજો નિરધાર;
કામાવતી ત્યાં નામ તેનું, પરમ સુંદર નાર. ૨૮
ચિત્રકેરી પૂતળીને, લાવ્યા તેણે ઠામ;
કામાવતીનું રૂપ જોવા, મળ્યું સઘળું ગામ. ૨૯
કે સરસ્વતી રાણી રમા, કે રંનાદે અવતાર;
કે શું ઉમયા ઇશિની, જોવા મળ્યો સંસાર. ૩૦
એમ વાત દશ દિશ પરવરી, તે ગઇ દેશ વિદેશ;
જોવા સરખી કરી છે, કરી નાર નવલે વેશ. ૩૧
ઠામ ઠામથી આવે ઘણા, સાંભળી જેણે વાત;

---

૨૧ લજ્જાવંતુ-મર્યાદા સહિત. ૨૨ ઔઠ-સાડાત્રણ.

બ્રાહ્મણ ક્ષત્રી વૈશ્ય શૂદ્ર, જે વિપ્રકેરો સાથ. ૩૨
આખો દહાડો જાતરા તે, ભરાણી ત્યાં ઠાઠ;
એક આવે એક જાએ, થઇ રહ્યો એ ઘાટ. ૩૩
ચોખંડમાં વિસ્તર્યું, કામાવતીનું નામ;
શ્રીરંગપટ્ટણ વિશે આવે, લોક ગામો ગામ. ૩૪
અશ્વ ગજ રથ પાલખીનો, નહિ તલ વા ઠાર;
પાયદળનો પાર ન આવે, મળ્યા લોક અપાર. ૩૫
એ કથા રહી એટલે, સાંભળો શ્રોતાજન;
હવે પહેલેની કહું કથા, એમ વધ્યા સૂતમુનિજન. ૩૬
કામાવતીનો કંથ જાગ્યો, કર્ણરાય સુજાણ;
અશ્વને દીઠો નહિ, જેનું કનકમય પલાણ. ૩૭
હવે હું તો શું કરૂં, ધિઃક પડ્યો એ સંસાર;
કો છેતરીને ગયો પાપી, અશ્વ સાથે નાર. ૩૮
વસ્ત્ર ફાડી ભસ્મ ચોળી, જંત્ર લીધો હાથ;
કામાવતીની કેડે નિશદિન, ઝરે આંસુપાત. ૩૯
વીરસેનના મન વિષે, ત્યાં હતી મોટી આશ;
ખટ માસ વાણામાં જશે, પણ થયો રાય નિરાશ. ૪૦
રાજ્ય મેં'લી રાખ ચોળી, દેહ ધરિયો જોગ;
કામાવતી કામાવતી કરે, (નિશદિન) ભોગવે દુઃખ ભોગ. ૪૧
પેલો તસ્કર આવિયો, તે ફરી તેણે ઠાર;
વૃક્ષ હેઠળ ના દેખે, નાર ને તોખાર. ૪૨
હાથ માંહે ધરી માળા, કામાવતી કહે વાણ;
નામ ના મેં'લે ઘડી ને- ( ફરે ફેરા ) મૂઢ અજાણ. ૪૩
હવે પેલા બેહુની કહું કથા, જે હંસ ને વચ્છ રાજ;

---

૩૫ તલ વા—તલ જેટલો.

તીર બેહુએ લાવિયા પણ, પરમ આવ્યા વાજ. ૪૪
તે ઠામ કો દેખે નહિ, ધિઃક પડ્યો એ સંસાર;
હાથથી હીરો ગયો, એક અશ્વ બીજી નાર. ૪૫
વસ્ત્ર ફેડી ભસ્મ ચોળી, ફરે દેશ વિદેશ;
કામાવતી કેમ વીસરે, તે નાર નવલે વેશ. ૪૬
હાથ માંહે ગ્રહી માળા, જપે એવો જાપ;
કામાવતીને વિયોગે, પામિયા બહુ સંતાપ. ૪૭
કેટલે દહાડે એકઠા જણ, પંચે મળિયા સોય;
કામાવતી કામાવતી મુખ વદે, ને લોક કૌતુક જોય. ૪૮
કો નગર મધ્યે જઇ રહ્યા, ક્ષણ પામિયા વિશ્રામ;
કામાવતીને જાએ જોવા, લોક ઠામોં ઠામ. ૪૯
સાંભળી પુઠે ગયા જણ, પંચ તેણીવાર;
આપણ તેને ઓળખું, જો દૃષ્ટે દેખું નાર. ૫૦
નામ નવ મેલે ઘડી, મારગ ચાલ્યા જાય;
શ્રીરંગપટ્ટણ આવિયા, સહુ લોક જોવા ધાય. ૫૧
ભીડ બહુ મચી રહી, જોવા મળ્યો સંસાર;
કામાવતીને નિરખતાં, વીસરે ગૃહ વેપાર. ૫૨
એવા માંહે પાંચે આવ્યા, રહ્યા ઊભા ત્યાંય;
એક કહે તું નાર મારી, કોણ લાવ્યું આંય. ૫૩
વીરસેન મુખથી વદે, કો કરે આવી પેર;
ખટ માસ સુધી ભોળવ્યો, શું હતું મુજશું વેર. ૫૪
વચ્છ કહે ક્યાં વાજ આણ્યા, મુઆ રઝળી પર્મ;
આ ઠામ આવીને રહી, તેં કોણ કીધું કર્મ. ૫૫
ચોર કહે હે કામિની, ધન્ય તુજ અવતાર;
મુજ સાથે આવે સુંદરી, તો જઇએ દેશ મોઝાર. ૫૬

કામાવતી મુખ કહે નિશદિન, કર્ણરાય સુજાણ;
જંત્ર માંહે કામાવતીનું, કરે પરમ વિખાણ. ૫૭
માંહો માંહે વઢે પાંચે, એક કહે મુજ નાર;
કામાવતીને નિરખવા, જોવા મળ્યો સંસાર. ૫૮
પાંચે જણને ધરી લાવ્યા, રંગમંડપ માંય;
રાય આગળ કર્યા ઊભા, ધરી રાખ્યા બાંય. ૫૯
મહારાજ આ પાંચે વઢિયા, કહે મારી નાર;
એક કહે મુજ કામિની, આ કહે હું ભરતાર. ૬૦
આ કહે અહીંથી ઊઠ અબળા, આ ધરે જઇ હાથ;
વચન સાંભળી એવાં ને, હશ્યો પૃથ્વીનાથ. ૬૧
પાંચે જણને ઓળખ્યા ને, લહ્યો સર્વપ્રકાર;
વીરસેનને તેડી રાજા, વદ્યો મુખ ઉચ્ચાર. ૬૨
તારે એવી કામિની, ક્યાંથકી આવી હાથ;
તું કોણ છે તું ક્યાં વસે, તે કહે સાચી વાત. ૬૩
વચન રાયનાં સાંભળીને, બોલિયો નિરધાર;
એ નાર રહેતી હતી મારા, વૈદર્ભ નગર મોઝાર. ૬૪
હું રાજ કરતો એ નગરનું, ત્યાં વસે અબળા એહ;
પરપંચે મુજ હાથ આવી, કહું કારણ તેહ. ૬૫
વચન એવાં સાંભળીને, ચઢી સબળી ખીજ;
જન્મ હુઓ તુજતણો, તવ પડી નહિ કાં વીજ. ૬૬
છળ કરી તું છેતરીને, લાવીઓ પરનાર;
ધર્મ મૂક્યો રાજાનો, ધિઃકાર તુજ અવતાર. ૬૭
એવું કહી શિરપાવ ઘોડો, આપિયો સરવેશ;
વિદાય કીધો વીરસેનને, જજે તારે દેશ. ૬૮

તસ્કરને તેડી કરી, પૂછવા લાગ્યો રાય;
તુને એવી નાર કોની, કેમ કરો અન્યાય. ૬૯

તસ્કરે માંડી કહ્યું, વૃતાંત્ત સઘળું જેહ;
આ ચરિત્ર સઘળાં ચોરનાં, મન રાય પ્રીછ્યો તેહ. ૭૦

કામકુંવર બોલિયો, તેં કૂડું કીધું કર્મ;
તુજને તો મેલું નહિ, જા ઘણી રાખું(છું) શર્મ. ૭૧

પારકી સ્ત્રી લેઇ પરવર્યો, શું કામ કીધું દુષ્ટ;
દશ રૂપિયા આપીઆ, જા અહીંથકી પાપિષ્ઠ. ૭૨

હંસ વચ્છને પૂછિયું, તે વધ્યા કોમળ વાણ;
અમો બેહુ ભ્રાતને, તું રાજકુંવર જાણ. ૭૩

મૃગયા રમવા નિસર્યા, ને ગયા વન મોઝાર;
અમતણી દ્દષ્ટે પડી એ, પરમ સુંદર નાર. ૭૪

હંસ બોલ્યો હું વરૂં ને, વળ્યું મારૂં મન;
વિવાદ કરતાં નવ રહ્યું, ત્યારે વદી નાર વચન. ૭૫

તીર મારો લાવશો, બેહુમાં વહેલો જેહ;
કામાવતી મુખ ઓચરિ, ભરતાર મારો તેહ. ૭૬

અમો બેઊ દોડિયા, તે તીર લેવાકાજ;
ઘણું રઝળી મુઆ સ્વામા, પરમ આવ્યા વાજ. ૭૭

તીર બેહુએ લાવિયા, પણ ના દીઠી ત્યાં નાર;
વૈરાગ્ય આવ્યો મન વિષે, ધિઃક પડ્યો એ સંસાર. ૭૮

વચન એવાં સાંભળીને, ઘણું આવે હાસ્ય;
પ્રેમ પૂર્વક બેહુ જણને, બેસાડ્યા લઈ પાસ. ૭૯

---

૬૯ કોની–કોની મળી? ૭૫ વળ્યું–મારૂં મન એ સ્ત્રીમાં વળ્યું. નવ રહ્યું–વિવાદ કરતા અમે ન અટક્યા.

સરપાવ આપી વદાય કીધા, આપિયા તોખાર;
પછે કર્ણ રાખ્યા એકલા, નિજ મેહેલની મોઝાર. ૮૦
ઉષ્ણોદક સંચારીને, પરાણે કરાવ્યું મજ્જન;
વિવિધ અંબર ધારી અંગે, આજ દહાડો ધન્ય. ૮૧
નાના રસોઈ નિપની, બહુ ભાતનાં પક્વાન;
કર્ણરાય સમીપ રાજા, રહ્યો રૂપનિધાન. ૮૨
ભર્તૃભાવે અનેક સેવા,માંય ગયો તે દિન;
નિશાકેરો સમો થયો, આથમ્યો કશ્યપતન. ૮૩
કામાવતીએ પાસ તેડી, જે હતી બે નાર;
તમે તેમજ હું ખરી, આ આપણો ભરતાર. ૮૪
વાત એવી સાંભળીને, શીશ નામે સોય;
વરી છે તુજ વચનથી, ત્યાં વેગળું નહિ કોય. ૮૫
કામાવતી તવ પાસ આવી, સજી સોળ શણગાર;
હાવભાવે કર્ણરાયને, નમી ત્રણે નાર. ૮૬
દર્શન પામી કંથનું, કર્યો વિવિધ વિહાર;
આદિ મધ્ય ને અંત માંહી, કહ્યો સર્વ પ્રકાર. ૮૭
ત્રણે નારી કર્ણની, ભોગવે રૂડા ભોગ;
વિજોગ ટળિયો કંથનો, ને થયો પરમ સંજોગ. ૮૮

## ચોપાઈ.

રૂપ અદ્ભુત નર શોભે કાય, જાણે કો પૃથ્વીનો રાય;
જોતાં કામાવતી તેણે ઠામ, કર્ણકુંવરને કર્યો પ્રણામ. ૧

---

૮૧ સંચારી–શરીર પર રેડીને. ૮૩ ભર્તૃ ઈ૦–ભર્તૃ (ધણી)ની અનેક સેવામાં. ૮૪ હું ખરી–હું પણ નારી ખરી. ૮૫ વરી ઈ૦–હે કર્ણ તારા વચનથી (તારા નામથી. આ સ્ત્રીઓ મેં વરી છે.)

ત્રણે સ્ત્રી તવ લાગી પાય, આનંદ તેને અંગે ન માય;
કર સંપુટ કરી ઉભાં ત્યાંય, કર્ણકુંવર ચાંપે હૃદિયા માંય. ૨
પ્રેમ સહિત દેઇ આલિંગન, ત્રણે સ્ત્રી સુખ પામી મન;
કર્ણકુંવર છે પોતે રાય, ભેદ ન જાણે કો પુરમાંય. ૩
કામાવતી સરખું છે રૂપ, લોક સર્વે જાણે એ ભૂપ;
ત્રીજે વર્ષે મળ્યાં નર નાર, કોઈ વાત ન જાણે બા'ર. ૪
રાજ્ય કરે આનંદે સોય, લોક સર્વને મા'સુખ હોય;
પ્રજાને પાળે બહુ પ્રેમ, સદાકાળ ત્યાં કુશળક્ષેમ. ૫
રાજ્ય ભલી પેરે પાળે સહી, કામાવતીની સંગે રહી;
ખંડ દેશ કીર્ત્તિ થઇ ઘણી, કર્ણકુંવર પૃથ્વીનો ધણી. ૬
કર્ણકુંવર શોભીતો રાય, ન શબ્દ મુખ કહીંએ નહિ થાય;
કર્ણકુંવર તેમાટે નામ, રૂપ સબળ મુખ શોભે ધામ. ૭
રૂપવંતી રમાવતી જેહ, કુંવરને મન વા'લી તેહ;
રાત દિવસ તે ક્રીડા કરે, તે ઉપર બહુ પ્રીતજ ધરે. ૮
કામાવતી પટરાણી કરી, વેણ સુંદરની તે સુંદરી;
પ્રેમ ઘણો બેહુ જણને મન,ક્રીડા કરે ગમતી અનુદિન. ૯
સ્ત્રીને પ્રેમ ઘણો પતિ સાથ, સેવા કરે ગમતી દિન રાત;
જો કર્ણકુંવર ન દેખે દષ્ટ, તો અબળા મન પામે કષ્ટ. ૧૦
તત્ક્ષણ પ્રાણ દેહમાંથી જાય, પ્રાણપે વલ્લભ જાણે રાય;
એમ કરતાં કામાવતી રંગ, બેઠી પિયુતણે ઓચ્છંગ. ૧૧

---

૨ કર સંપુટ કરી–હાથ જોડી. ૭ ન શબ્દ–' નહિ ' એવો શબ્દ માગણને કહે નહિ. ૯ વેણ ઈ૦ સુંદર (મધુર) વેણ (વચન) બોલનારી. અનુદિન–નિત્ય.

૧૧ પ્રાણ ઈ૦–રાયને પ્રાણપે (પ્રાણથી), પણ વલ્લભ (વાહાલા) જાણે.

કંઠે અન્યો અન્યે ઘાલી હાથ, નર નારી ચુંબન દીએ સાથ;
કામાવતી કહે તું મુજ પ્રાણ, તુજ વિના દેહથી છાંડું પ્રાણ. ૧૨
મેં પૂર્વે પૂજ્યા હર ઈશ, તો તમ સરખા સ્વામી શીશ;
બાળપણે પૂજ્યાં હતાં માત, એક ચિત્ત રાખી દિન રાત. ૧૩
પ્રત્યક્ષ ફળ આપ્યું ભગવતી, જો મુજને વેચી મહીપતિ;
નહિતો કેમ પામું હું તને, કૃપા કરી અંબાએ મને. ૧૪
વળી વળી વર માગું નિરધાર, જન્મો જન્મ તું મુજ ભરતાર;
હશી કુંવર મુખ બોલ્યો ત્યાંય, મર્મ વાતમુને કહોછો આંય. ૧૫
તમે ફર્યા છો દેશ વિદેશ, રાજરીતનો જાણો વેષ;
તે સુણતાં કોપી સુંદરી, રૂદન કરે નીચું મુખ ધરી. ૧૬
ધાડે રૂદન કરે ઘર માંય, માથેથી લટ તોડે ત્યાંય;
એવું સુણીને કર્ણભર્તાર, દુ:ખ સબળ પામ્યો તે ઠાર. ૧૭
હૃદયા સાથે ચાંપે સુંદરી, ચુંબન દે કર કંઠે ધરી;
એમ ન કીજે કામાવતી, તુજને હું જાણું મહાસતી. ૧૮
તુજ મુજ પ્રીતિ પૂર્વે સહી, તો આપણ બે મળિયાં અહીં;
હસતાં વચન કહ્યું જે સોય, તેમાટે કાં અબળા રોય. ૧૯
દુ:ખવતી દેખીને કાય, મેં ક્ષણમાત્ર રહ્યું નવ જાય;
એવું વચન સુણી પિયુ પાસ, કામાવતીએ કીધું હાસ. ૨૦
રીસ ઉતરી તત્ક્ષણ સતી, પિયુને હૃદે સાથે ભીડતી;
કંઠ વળગી બેઠાં સોય, નર નારી મન બોલે જોય. ૨૧
ક્રીડા કરે બેહુ જણ અનુદિન, પ્રેમ સબળ નર નારી મન;
એમ કરતાં સુખદિન જાય, તેણે સ્ત્રી સુખ પામી કાય. ૨૨
જેવું દુ:ખ હતું બેને મન, તેવું સુખ પામ્યાં બેઉ તન;
રીઝ પામ્યાં બન્ને જણ અતિ, કર્ણકુંવર ને કામાવતી. ૨૩

## પૂર્વછાયો.

કર્ણકુંવર કામાવતી, નિત્યનિત્ય, નવલા રંગ;
સ્ત્રીચરિત્ર ભણુ સહી, કામાવતીને સંગ. ૧
ચોરાશી આસન કરી, રંગે રમે નર ને નાર;
ભોગ સકળ તે ભોગવે, ત્રણે શચ્યા રાજકુમાર. ૨
એક સમે બેહુજણ રમે, એકાંતે ઘરમાંય;
ક્રીડા કરતાં કામિની, રોષ ભરાણી ત્યાંય. ૩
ત્યારે કર્ણકુંવર બોલાવે, વળી વળી કંઠ વળાય;
આણ પિતાની જવ કહી, તવ દુઃખ પામ્યો કાય. ૪
નિસાસો મૂકી પડયો, મૂર્ચ્છા પામ્યો કાય;
માત પિતા મુને સાંભર્યાં, મહાદુઃખ આણે કાય. ૫

## ચોપાઈ.

એક વાર કુંવર ઘર માંય, માત પિતા સાંભર્યાં ત્યાંય;
એમની તે શી ગત હશે, મહાદુઃખથી દેહ છાંડશે. ૧
તે દુઃખ મનમાં નિત્યે ધરે, રાજ્ય સુખ લીલા પરહરે;
અન્ન ઉદક તે તજતો જાય, દુર્બળ અંગ થયો પછે રાય. ૨
કામાવતી દુઃખ આણે કાય, અંતર દુઃખ તમને શું રાય;
ચિત્ત દેખી પોતે આવટે, દેહ તમારી નિત્ય કચમ ઘટે. ૩
મન માંહી દુઃખ ધરે અપાર, પોતે પ્રેમશુ કર્યો વિચાર;
લાગ જોઈ પછે કામાવતી, પિયુ સાથે તવ બોલી સતી. ૪
કહો પ્રાણપતિ શું દુઃખ ચિત્ત, જે નિસાસા (આવડા) મૂકો છો નિત્ય;
તે કહો મુજને મહારાજ, અમને કૃપા કરો તમે આજ. ૫

---

૪ વળાય—વળગીને.
૩ ચિત્ત—ચિત્તની ઉદાસીનતા. આવટે—અવટાય–અમૂઝાય.

## પૂર્વછાયો.

સુખ સંપત્તિ ભરપુર છે, રાજ્ય તમારૂં રાય;
ભય તમને કોનો નથી, તો કાં ચિંતા થાય. ૧
તે કારણ કહો કંથજી, ભય દુઃખ સહ્યું નવ જાય;
દુઃખ તમારૂં ભાગશે, સ્વામી વૈકુંઠરાય. ૨

## ચોપાઈ.

એવું સુણીને કર્ણકુમાર, રાણીશુ બોલ્યો તેણીવાર;
સુણ સુવામા તુજને કહું ખરે, મુજને માત પિતા સાંભરે. ૧
તે વિરહ મુજને પ્રગટ્યો જાણ, માત પિતા વિણ જાશે પ્રાણ;
દુઃખ સબળું છે મુજને આજ, માત પિતા મળવાને કાજ. ૨
રત્નપુરી રાય કામકુમાર, તે પુરમાં રહે છે નિરધાર;
ભાનુચંદ્ર સહી મારો તાત, હંસાવતી છે મારી માત. ૩
તે મુજ માત પિતા સહી જાણ, તેનો વિરહ લાગ્યો નિર્વાણ;
જો તે માત પિતા મુજને મળે, તો દુઃખ મારા મનનું ટળે. ૪
કામાવતી એવું સાંભળી, કંથ પ્રત્યે મુખ બોલી વળી;
એ દુઃખ મનમાં આણો કાંય, માત પિતા તેડાવો આંય. ૫
દૂત એક મોકલો તેણે ઠામ, સાસુ સસરા રહે જે ગામ;
એંધાણ કહ્યાં હતાં કુંવરે જેહ, રત્નપુરી સર્વ શોધી તેહ. ૬
પણ તે પુરમાં કો મળિયું નહિ, દૂત ફરીને આવ્યો સહીં;
કામાવતીને તે ગતિ કહી, નગર તજીને ચાલ્યાં સહી. ૭
પુત્ર વિયોગે મહાદુઃખ ધરી, ત્યાંથી સર્વ ગયાં નીસરી;
એના વિના દુઃખી થયાં તે ઘણું, તેમાટે પુર તજ્યું આપણું. ૮
ભાગ્યું નગર ને લોક સર્વે ગયા, કો વન ગયા કો જોગી થયા;
એવાં વચન કુંવર સાંભળી, પડ્યો ભૂમિ ને મૂર્છા વળી. ૯

સ્વસ્થ કર્યાં કામાવતી સોય, સ્વામી એ દુઃખ આણે કોય;
હું તમ માત પિતાને આજ, સહી શોધી કાઢીશ મહારાજ. ૧૦
આસનાવાસના દીધી ખરી, પછે વિચાર કરે સુંદરી;
માંડ્યું એક સરોવર સોય, ચાકરીએ આવે સર્વ કોય. ૧૧
તે રાખી સોંપે એ કામ, લોક સબળ આવે તે ઠામ;
અંન વસ્ત્ર તેને આપે સહી, વાત દશે દિશાએ ચાલી ગઇ. ૧૨
કર્ણકુંવર સરોવર ફરે, લોક બહુ ત્યાં ઉદર ભરે;
તે માત પિતાએ સાંભળી વાત, આવ્યાં તે બેહુ વહુ સંગાત. ૧૩
રત્નાવળી જે કુંવરની નાર, ગુણવંતી ભામિની તે સાર;
હંસાવતી માતાનું નામ, ચારે જણ આવ્યાં તેણે ઠામ. ૧૪
સરોવર ઉપર મૂક્યો જેહ, નિત્યે નામ લખાવે તેહ;
તેને જઇ કીધો પ્રણામ, સ્વામી અમને સોંપો કામ. ૧૫
નિત્યે અંન આપી અમને રાખીએ, સરોવરની માટી નાખીએ;
એવું સુણી પ્રધાને એવ, ચારેનાં નામ લખ્યાં તતખેવ. ૧૬
અંન વસ્ત્ર આપ્યાં તે ઠામ, સોંપ્યું સરોવર ખણવા કામ;
નિશા સમે પ્રધાને જઇ, રાજાને સર્વે ગત કહી. ૧૭
નિત્ય લોક આવે ત્યાં જેહ, રાજાને સંભળાવે તેહ;
એવાં વાક્ય પ્રધાનજ વદે, રાય રળિયાત હવા છે હૃદે. ૧૮

### પૂર્વછાયો.

સાંભળ તું પૃથ્વીપતિ, સુંદર સરોવર થાય;
દેશ દેશના લોક બહુ, સબળ ભરાણા રાય. ૧
આજ ચાર જણ આવિયાં, રત્નપુરીથી જાણ;
ત્રણ નાર એક પુરૂષ છે, વણિક પુત્ર નિર્વાણ. ૨

---

૧૬ એવ–નિશ્ચય.

ભાનુચંદ શાહ પુરૂષ છે, હંસાવતી તેની નાર;
પૂઠેછે વહુ સાધવી, એક સુવાશણ નાર. ૩
નામ ધામ સર્વે કહ્યાં, તવ સુખ પામ્યો રાય;
એ માત પિતા સહી માહરાં, આનંદઓઘ ન માય. ૪
જા સેવક તે સર્વને, ભુવન વિષે લેઇ આવ;
અંન વસ્ત્ર આપી કરી, પછી (તું) મુજ કને લાવ. ૫
ભાનુચંદ શાહ હંસાવતી, એહુ વહુ સંગાત;
મેહેલ વિષે તેડી ગયો, જ્યાં કીધું હતું રાજાન. ૬
સ્નાન શુદ્ધ કરાવીને, વસ્ત્ર ધરાવ્યાં કાય;
તત્ક્ષણ જાણ કર્યું પછે, પ્રધાને જ્યાં રાય. ૭
કર્ણકુંવર એવું સાંભળી, હૈયે હરખ ન માય;
માત પિતાને નિર્ખવા, તત્ક્ષણ ઊઠી ધાય. ૮

## ચોપાઈ.

તત્ક્ષણ ઊઠી જોયું ત્યાંય, એકાંતે રાખ્યાં છે જ્યાંય;
જેમ ત્યાં લોક ન જાણે કોય, તેમ રાજા ત્યાં ચાલ્યો સોય. ૧
કામાવતી સંગે સુંદરી, હાથ કુંવરને કંઠે ધરી;
રૂપવંતી રમાવતી જેહ, આગળ પાછળ શોભે તેહ. ૨
શત દાસી સાથે નરેંદ્ર, જાણે તારા દીઠ ચંદ્ર;
સકળ નાર સાથે પરવર્યો, કર્ણકુંવર જોવા સંચર્યો. ૩
કોને હાથ તાંબૂલ ફોફળ પાન, કો રહી ચમર કરે રાજાન;
કો રહી વેણા વાયે હાથ, મધુર શબ્દ કરીને ગાય. ૪
એણી પેરે કર્ણકુંવર ત્યાં રાય, માત પિતાને જોવા જાય;
માત પિતા દીઠાં જેટલે, કુંવર હરખ પામ્યો તેટલે. ૫

---

૩ નરેંદ્ર—રાજા.

માત પિતા સ્ત્રી ભાભી હોય, સર્વ ઓળખ્યું કુંવરે સોય;
પાસે જઇ પછે પૂછ્યું ત્યાંય, કોણ તમો કેમ આવ્યા અ
કોણ ગામ નામ તમતણું, દુઃખી તમો દીસો છો ઘણું;
એવું સુણી સહુ બોલ્યાં વાણ, અમો વણિકપુત્ર રાજાન
ભાનુચંદ શાહ મારૂં નામ, રત્નપુરી પાટણ મુજ ગામ
આ વહુ બે મારી હોય, વડો પુત્ર મૃત્યુ પામ્યો સોય.
કર્ણકુંવર લઘુ બાળક જેહ, પરદેશ મોકલ્યો તેહ;
ચૌદ વર્ષ થયાં શોધજ નથી, આ ગુણવંતી તેની સતી
પૂર્વે પાપ મહારાં હશે, નહિ તો પુત્ર કાં મૂકી જશે;
તે એમ દૈવે તોડી આશ, એવું કહી મૂકયો નિશ્વાસ.
કર્ણકુંવર જોઈ હંસાવતી, ગાઢે રૂદન કરે તવ સતી;
હૈયું ફાટે મુખ સામું જોય, તેમ તેમ હંસાવતી રોય.
કર્ણકુંવર તવ બોલ્યો મુખ, કાં મનમાં આણો છો દુઃખ;
પૂર્વે પુણ્ય કરંતાં જેહ, કાંઇ વિઘ્ન થયું હશે તેહ.
તે ફળ પામ્યાં હંસાવતી, શોક સર્વ ભાંજે ભગવતી;
કહો સાચું મુજને ત્યાં આજ, તારાં દુઃખ ભાંજશે મહા
હંસાવતી તવ બોલી વાણ, કહેતાં હૈયું ફાટે જાણ;
લક્ષણ કર્ણકુંવરનાં સોય, તમ સરખો હુતો કહી રોય.
રૂપ કળા ગુણ કુંવરતણાં, તે સર્વે દીસે તમમાં ઘણાં;
તેમાટે સત્ય માનો ખરે, તમ દીઠેથી સુત સાંભરે.
એવાં વચન સુણી મહીપાળ, ગદગદ કંઠ થયો તત્કાળ;
જઈ ચરણે લાગ્યો રાજાન, તવ માતાને ઝર્યું સ્તનપાન.
હ્રદે સાથે લઇ ભેટ્યો રાય, હરખે રૂદન કરે સુત માય;

પછે પિતાતણી પ્રદક્ષિણા કરી, આલિંગન દીધું સુખ ધરી;
હરખે આંસુ છૂટયાં પછે કાય, જઈ ભાભીને ભેટયા રાય. ૧૮
આલિંગન દઈ બોલ્યા હશી, તું ભાભી મુજ માતા જશી;
પછે ગુણવંતી સ્ત્રીને કામ, પ્રેમદાએ જઈ કર્યો પ્રણામ. ૧૯
પછે એવું દેખી કામાવતી, સાસુજીને પગે લાગતી;
હંસાવતી તવ દઈ આશિષ, પુત્ર જાણે સુખ પામ્યો ઇશ. ૨૦
પછે જેઠાણીને લાગી પાય, કુશળક્ષેમ પૂછે માંહો માંય;
વડી શોક્ય ગુણવંતી જેહ, સહુ મધ્યે પટરાણી તેહ. ૨૧
ત્રણે સ્ત્રી તવ લાગી પાય, પટારાણી તે કીધી રાય;
પરસ્પરે સ્નેહ અદકો ધરે, પૂછી કારજ રાજાને કરે. ૨૨

## પૂર્વછાયો.

પ્રથમ નાર હતી ગુણવંતી, કર્ણકુંવરની જેહ;
તેને કામાવતી દઈ આશિષ, ચરણે લાગી તેહ. ૧
પટરાણી તેને કરી, ચારે વલ્લભ નાર;
ક્રીડા મન ગમતી કરે, નિત્ય નિત્ય કર્ણકુમાર. ૨
પછે માત પિતાને સોંપિયું, રાજ્ય સહુ ભંડાર;
કર્ણકુંવર સેવા કરે, માત પિતાની સાર. ૩
રાજ્ય સિંહાસન તાતને, પછે બેસાડ્યા રાય;
ભાનુચંદ રાજાતણી, આણ ફરી પુર માંય. ૪
વાત ચાલી દશે દિશા, નિત્ય ધર્મ ચાલે ધર્મરૂપ;
યશ વાધ્યો ત્રૈલોક્યમાં, ભાનુચંદ ત્યાં ભૂપ. ૫
ચારે સ્ત્રી સેવા કરે, સુખ પામ્યાં સર્વ કોય;
સર્વ સ્ત્રી સાસુતણા, નિત્યે પૂજે પાય. ૬
માત પિતાને પૂજતો, કુંવર ઘણું દિન રાત;

માત પિતાને સહુ કહી, કુંવરે માંડી વાત. ૭
આ કામાવતી તારી વહુ, રાજસુતા સુજાણ;
સુખ પામે સહુ એથકી, સત્ય માનો નિર્વાણ. ૮
ભાનુચંદ્ર હંસાવતી, પ્રેમ ધરે વહુ સાથ;
કામાવતી વલ્લભ ઘણું, સેવા કરે દિન રાત. ૯

## ચોપાઇ.

સેવા કરે બહુ કામાવતી, પ્રેમ સબળ મન આણે સતી;
સાસુ સસરાના નિત્યે પાય, પૂજે ચારે વહુ ને રાય. ૧

## રાગ ચાલતો.

પંદર વર્ષે વિયોગ ટળ્યો, કૃપા કરી શ્રીવૈકુંઠરાય;
કામાવતીનું ચરિત્ર સાંભળતાં, સુખ પામે કાય. ૨
રાજ્ય વરત્યાં રામનાં ને, થયો જય જયકાર;
એ કથા જે સાંભળે, વિશ્વાસશુ નરનાર. ૩
વિજોગ કદી થાએ નહિ, ગૃહ પુત્ર ધન પરિવાર;
ઉદ્ધાર કરતા શ્રીહરિ, સુખ ભોગવે સંસાર. ૪
સૂતપુરાણિક બોલિયા, સુણ કથા રાણારાય;
નર નારને માંડી કહું, આખ્યાનનો મહિમાય. ૫
એકવીશ અધ્યાય થયા પૂરણ, પરમ કોમળ વાણ;
જે વર લોકો કથા જાણે, સુણ્યું પદ્મપુરાણ. ૬
અષ્ટાદશ ભારતની માંહે, કથા ન મળે એહ;
નર નારને સાંભળીને, મન ઉપજે સંદેહ. ૭
દોહન પદ્મપુરાણનું એ, વર્ણવ્યો ઇતિહાસ;

૬ જે ઇ૦—જેણે પદ્મપુરાણ સુણ્યું હોય તે વર ( ઉત્તમ ) લોકો આ કથા જાણે.

અવર કો જાણે નહિ, એ કથા જાણે વ્યાસ. ૮
શ્રીરંગપટ્ટણ વિષે તેનાં, સર્યાં સઘળાં કાજ;
કર્ણરાય ત્યાંનો ધણી, તે થઈ રહ્યો મહારાજ. ૯
એ કથા કોમળ જે સુણે, વિશ્વાસ આણી મન;
કોટિ જાગ કર્યાથી ત્યાંહે, થાય અધિકું પુણ્ય. ૧૦
સૂતપુરાણિક બોલિયા, સાંભળ ચંદ્રસેન રાજન;
કવિજન વાણી ઉચ્ચરે, સાંભળો શ્રોતાજન. ૧૧
એક સો પૂરણ કહ્યા, તે શ્લોક પૂરણ હોય;
ગર્ભવાસ ન અવતરે, એ સાંભળે જે કોય. ૧૨

## કડવું ૨૨ મું.

### રાગ ગોડી ચોપાઈ.

એણી પેર બોલ્યા સૂતમુનિજન, સાંભળ ચંદ્રસેન રાજન;
કામાવતીતણી આ કથા, સંભળાવી તુજને સર્વથા. ૧
ભાવ ધરી સાંભળતાં એહ, થાય પરમ સકોમળ દેહ;
સાંભળતાં થાયે ઉલ્લાસ, વિપ્ર વીરજી હરિનો દાસ. ૨
સંવત્ સત્તર ને પચીશ, વિક્રમાજીત ભૂમિનો ઈશ;
શાકે પંદર નેવુતરાં, શાલિવાહનકેરા તે ખરાં. ૩
પોષમાસ ઉત્તરાયન રવિ, કથા સંપૂરણ અભિનવી;
કૃષ્ણ પક્ષ ને એકાદશી, એ કથા સહુને મન વશી. ૪
સોમવાર શુભ છે પાવન, ઘટી સાત ત્યાં ચઢિયો દિન;
ઉગમતે દિન પૂરણ થઇ, ચંદ્રસેનને વ્યાસે કહી. ૫

---

૩ પંદર નેવુંતરાં—નેવું વર્ષ જેને ઊત્તર ( પછી ) થયાં છે એવાં પંદરસો.

પદ્મપુરાણતણો ઇતિહાસ, મર્મ લહે કો વિરલા વ્યાસ;
ખોટું જાણી ન દેશો ખોડ, ગ્રંથ સમોવડ બાંધી જોડ. ૬
સંસ્કૃતનો અર્થ ન થાય, પ્રાકૃત અર્થે સહુ પ્રીછાય;
મોઢ જ્ઞાતિ દ્વિજોત્તમ સાર, ઉત્તમ બ્રાહ્મણ કુળ અવતાર. ૭
વૃત્તિ નહિ નિવૃત્તિશુ રહે, રામતણા ગુણ રસના કહે;
રામ રત્ન પામ્યો ઉલ્લાસ, દક્ષિણ દેશ તાપીકેરે વાસ. ૮
કાલિદાસ સરખા કવિજન, રઘુવંશ કીધો પાવન;
તેહતણા પદપંકજ ભજી, સેવક થઇ બોલ્યો વીરજી. ૯
શ્લોકાર્થ અધ્યાય બાવીશ, સાંભળતાં ત્રૂઠે જગદીશ. ૧૦

વલણ.

જગદીશ ત્રૂઠે તેહને, એ કથા સાંભળે ચિત્ત ધરી;
ભટ વીરજી એમ ઓચરે, એક વાર બોલો શ્રીહરિ. ૧૧

---

૮ વૃત્તિ ઇ૦–કવિને કાંઇ વૃત્તિ ( નિર્વાહ સાધન ) નથી, તથાપિ તે નિવૃત્તિથી રહે છે. રામ ઇ૦–રામરૂપી રત્ન તે પામ્યો છે–રામભક્ત છે. દક્ષિણ ઇ૦—દક્ષિણ દેશમાં તાપીને તટે બરહાનપુરમાં વાસ છે.

સમાપ્ત.

# બળિરાજાનું

# આખ્યાન.

## રાગ કેદારો.

પ્રથમ ઉમયા ઈશ્વિર આરાધું, વળી થઈ ગયા જે જે સાધુ રે;
ગુરૂકૃપાથી ગમને લાધું, બળિરાજા હું વર્ણવું રે. ૧
અઢાર પુરાણમાં નામ છે જેનું, ગુણનું ગાયન ગાઉં હું તેનું રે;
આજ ચરિત્ર વર્ણવું એનું, સમરૂં વામન ભગવાન રે. ૨

## ઢાળ.

વામનજીનું ધ્યાન ધરીને, ગુણ ગાઈશું આજ;
સરસ્વતીને પે'લી સમરૂં, થાયે જેથી કાજ. ૩
તું બ્રહ્માણી તું રૂદ્રાણી, તું છે મોટી દેવ;
ચાર નામથી ચતુરા તારો, કરે તમારી સેવ. ૪
પંગુ પરવત કેઈ પેર ચઢશે, તેમ સ્તુતિ કેમ થાય;
કરૂણા કરો તો ગુણ તમારા, કવિ વીરજી તો ગાય. ૫
મુંગાને તો માતા આપે, બોલતા કીધા સાર;
હજાર જીભે શેષ જપે પણ, પામે નવ આઈ પાર. ૬
બ્રહ્મપુત્રી ને હંસવાહની, મયૂર વાહન સાર;
તેનો તે કંઇ પાર પામીએ, ગુણ છે અપરમપાર. ૭
તું આઈ મોટી બેચરબાળી, અંબા કરજે સાર;
ગ્રંથ પરિપૂરણ કરજે મારો, આઈ ઉતારી પાર. ૮

---

૪ કરે ૦—કેમકે સૌ તમારી સેવા કરે છે. ૫ પંગુ—પાંગળો. આઈ--મા.

આરાસુરમાં આપ બિરાજો, બૈચર અંબે માત;
જગ બાધે વિખ્યાત અપારાં, સેવકને છો સાક્ષાત. ૯
મારૂં ગજું શું ગુણ ગાવાનું, આદ્ય દેવ અવદાત;
કાલા ઘેલા બોલ માનજો, વીરજી કવિના માત. ૧૦
શંકર છો તમે ભોળા શંભુ, ગુણ ગાઉં કયી પેર;
ગ્રંથ પૂર્ણ કરવાને કરજો, તમે ઘણેરી મે'ર. ૧૧
ગણપતિના ગુણ ગાતાં હારૂં, શુદ્ધિ બુદ્ધિ બે નાર;
અપાર મહિમા તારો દેવા, છોકરાં છે ચાર. ૧૨
લક્ષ લાભ બે પુત્ર તમારે, બે કુંવરીઓ સાર;
કરો કલ્યાણ તમે સહુ કોઇ, કવિ વીરજી પામે પાર. ૧૩
મોટા કવિ અનંત થયા છે, નરસંઇ મેહેતા નામ;
સુરદાસ કબીરજી કહીએ, ભજીએ સુંદરશ્યામ. ૧૪
નરહર નારાયણને નમીએ, કવિ મોટા ગુણવાન;
મીરાંબાઇને ભાવે નમતાં, મળશે મોટું માન. ૧૫
પાવનરૂપ પ્રભુ પ્રેમાનંદ, ગુણ ગાતાં લજ્જાય;
પ્રભુના નામે ગુણ ગાઇએ તો, કોઇથી શું સમજાય. ૧૬
કૃપા થાય જો પરમાનંદે, તો કવિ વીરજી થાય;
અનેક કથાઓ કરીને વીરજી, ગુણ ગુરૂના ગાય. ૧૭
બળિરાજાનું આખ્યાન કહું, જે મોટો છે મહારાજ;
જેના તપ બળથી જાણો, પ્રભુજી આવ્યા વાજ. ૧૮
તેના ગુણ ગાવા છે મારે, ગુરૂએ વામન ગાયા;

---

૧૦ અવદાત—નિર્મળ. ૧૨ ચાર—લક્ષ, લાભ, એ બે પુત્ર અને રિદ્ધિ, સિદ્ધિ, એ પુત્રીઓ. ૧૬ લજ્જાય ઇ૦—પ્રેમાનંદના ગુણ ગાતાં મને લજ્જા ઉપજે છે કેમકે તે મારાથી યથાવત્ ગાઇ શકાતા નથી !

બળિરાજાને અમો વખાણું, કરજો કવિજન સાયા. ૧૯
નવે રસે ને અલંકારથી, કવિતાં કરવા ધારૂં;
ગાજી ઉઠું હું ગજા જેટલો, કરીશું સારૂં સારૂં. ૨૦
કવિતા કરવી ગુરૂકૃપાથી, બુદ્ધિ જોઇએ કાંઈ;
અલંકાર તો સારા જોઇએ, રસ જોઇએ વળી માંહી. ૨૧
તે સહુ મૂકી વરણન કરીશું, શ્રોતાકેરે કામ;
કથા વાંચશે બ્રાહ્મણ લોકો, બળિરાજાની ગામે ગામ. ૨૨
બ્રહ્મા મહાદેવ અને વિષ્ણુજી, કરજો સરવે સા'ય;
વીરજી કવિની વિનતિ તો, ધરજો હૃદયા માંય. ૨૩
ભાગવત ભારત પુરાણ પૂરાં, સરવે વાંચી વાંચી;
બળિરાજાની કથા અમે તો, એકઠી કીધી સાંચી. ૨૪

વલણ.

સાંચી સાંચી કથા કીધી, બળિરાજાની આજ રે;
કૃપા કરો ભગવાન પૂરી, તો તો થાયે કાજ રે. ૨૫

કડવું ૨ જું.

રાગ ગોડી.

કરૂં બળિરાજાનું વખાણ, શ્રોતા સાંભળજો નિરવાણ;
જેના ગુણ છે અપરમપાર, તેનો કવિ શું પામે પાર. ટેક. ૧
જેણે ઇંદ્ર જેવાને હઠાવ્યા, જેણે વામનજીને બોલાવ્યા;
તેની કથા કરવી છે આજ, જે પાતાળનો મોટો રાજ. ૨
વૈષ્ણવમણિ નામ પ્રલ્હાદ, જેનેમાટે પ્રભુએ પૂર્યો સાદ;

---

૧૯ ગુરૂએ ઇ૦— મારા ગુરૂ પ્રેમાનંદે વામન કથા લખીને તેના ગુણ ગાયા છે તો હું બલિરાજાના ગુણ ગાઉંછું. સાયા—સહાય.

તેથી બળિને થઈ ચટપટી, મારા વડૌવા જેવું કરૂં ખટી. ૩
તો તો થાયે મારૂં નામ, એમ ભરી બળિરાજાએ હામ;
પછે કર્યો તેનો વિચાર, અચરજ વાત વિચારી સાર. ૪
જો લઈએ ઇંદ્રિનું રાજ, તો તો થાયે મોટું કાજ;
પ્રલ્હાદે પરમેશ્વરને બોલાવ્યા, દુષ્ટજનને તો ઠીક હઠાવ્યા. ૫
તેમ ઇંદ્રાસન લેતાં થશે, પ્રભુ પાળવાને આવી વસે;
એમ વિચાર કરી રાય બળિ, તેને દાનવની જોડ મળી. ૬
સર્વે કહ્યું કરવું રાઇ તેમ, એમાં દાનવનું છે ક્ષેમ;
બળિએ વિચારી જે વાત, થઇ દેવમાં તે વિખ્યાત. ૭
થઇ દેવને ચટપટી, જાશે મરજાદા આપણી ઘટી;
વિરોચન જે બળિનો બાપ, તે પણ બળિથકી મનવાળો સારૂ. ૮
મણિપુરમાં તો રાજ્ય કરે, સર્વનું ઘણું પોષણ કરે;
બળિરાજાને મન એવી વાત, મને મળે રાજ્ય કરૂં ઉતપાત. ૯
એમ વિચાર કરીને રહેતો, વાત કોઈ આગળ નવ કે'તો;
પિતા પાળે પુત્રનું લાડ, મન મનવતો તેનું સાર. ૧૦
આવે ઋષિ મુનિ અનેક, જોઇ બળિને કે'તા વિવેક;
આ તારો પુત્ર થશે ઘણો શૂરો, પડે લઢનારાને પૂરો. ૧૧
એની કીર્ત્તિ થશે જગ માંહી, એ તો બાકી નહિ રાખે કાંઈ;
એનાં ચિન્હ જુઓ તમે રાય, જેને જોવાથી સુખ થાય. ૧૨
એની નિષ્ઠા છે તેવી જાણો, એને જોઇને સુખ માણો;
એના રૂપથી વળીઓ છેહ, ઘણો દાનેશ્વરી છે એહ. ૧૩

---

૩ સાદ પૂર્યો–હોકારો દીધો. અર્થાત્ સહાય કરી. વડૌવો–વડવો–પ્રલ્હાદ. ખટી–ખાંટી કે ખટપટ કરી. ૪ અચરજ–આશ્ચર્ય જેવી. ૬ પાળવાને—ઇંદ્રને પાળવાને.

૧૧ જોઇ ઇ૦–બળિને જોઇને તેના ભવિષ્યનો વિવેક તેના પિતા વિરોચનને કહેતા.

એના પુણ્યતણો નહિ પાર, જે જાણે છે સાર અસાર;
એને શુક્રાચાર્યે તે સારો ભણાવ્યો, એને દાનેશ્વરી તો બનાવ્યો. ૧૪
એનું બળ પરાક્રમ છે સારૂં, એનાપર દેવ સર્વે વારૂં;
એવા પુત્રના પિતા તમે, વસો સ્વર્ગમાં કેમ કહું અમે. ૧૫
તમે પામશો પરમધામ, એવાં પુત્ર તમારાનાં કામ;
બોલવાતણો મોટો વિવેક, એનો જોઇ તમે રાય ટેક. ૧૬
એની આંખડી છે અણિયાળી, એ તો દીસે ઘણો ભાગ્યશાળી;
એનું થાશે નવખંડે નામ, એનાથી સહુ હારશે હામ. ૧૭
એની કીર્ત્તિનાં વાગશે ઢોલ, એ તો સહેશે નહિ કોઇના બોલ;
એવાં એવાં કર્યાં જ્યારે વખાણ, વિરોચન મન હરખ્યો જાણ. ૧૮
મારે પુત્ર ભલો જે ભાઈ, મારા પર રીઝ્યા જદુરાઈ;
જ્યારે લક્ષણવંતો એહ, સોંપુ રાજ્યભાર છે જેહ. ૧૯
એમ રાયે કર્યો વિચાર, શુક્રાચાર્ય શીખવતા સાર;
ભાઈ બળિરાજા સાંભળ તુંય, એક વાત કહું છું હુંય. ૨૦
જો માને મારૂં જાણ, તો તો કરૂં હું તારાં વખાણ;
દોહિલું કામ સોંપુ તુંને ભાઇ, તે તો મનમાં રાખો સમાઈ. ૨૧
કરજો કારજ રાજા થાવ, હું તેનો કહું આજથી દાવ;
જો તમે રાજા થાઓ ભાઈ, તો લેજો સર્વ તમે તો જાઈ. ૨૨
તારા પિતાએ નથી કર્યું જેહ, કરજો બળિરાજા તો તેહ;
થાશે જગમાં સારૂં નામ, સચવાશે અસુરનું કામ. ૨૩
એવો ઉપદેશ કરતા ગુરૂ, વળી રાખતા ન કાંઇ અધૂરૂં;
તેથી મન થાતું બળિનું રળી, ક્યારે રાજ્ય મળે મને બળી. ૨૪

---

૧૫ વારૂ—ઓવારીને નાખી દેઉં. અર્થાત્ દેવ કરતાં પણ ચઢતો છે.
૨૧ દોહિલું—દુષ્કર. ૨૪ રળી—રળિયાત. બળિ—બળવાન.

એમ શીખતો વિદ્યા રાય, કાળ જાતો ઘણો જ્યમ વાય;
ધન્ય ધન્ય દેવાધિદેવ, કરીએ એવા ભક્તની સેવ. ૨૫

## વલણ.

એવા ભક્તની સેવા કરવા, કવિનાં મન પ્રસન્ન રે;
ગુણ ગાવાને થાયે નિશદિન, ઘણું ઘણું તો મન રે. ૨૬

## કડવું ૩ જું.

### રાગ મેવાડો.

કહું એક ભારતનો ઇતિહાસ જી, જેથી શ્રોતાની પહોચે આશ જી;
થયો બળિરાજા જ્યારે મોટો જી, તેનો કોઈ નહિ ત્યારે જોટો જી. ૧

### ઢાળ.

જોટો નહિ બળિરાયનો, પૃથ્વીકેરી માંય;
વિરોચન વિચારિયું, વૈરોચનને થાપું રાય. ૨
એવે એક સુકેશી કન્યા, અતિ મનોહર રૂપ;
તેને પૂઠે ગયો બળિરાજા, ત્રિભોવનનો ભૂપ. ૩
હે સુંદરી તું વરે મુજને, તો થાયે તારૂં કાજ; ૪
તે કન્યામાટે સુધન્વા બ્રાહ્મણ, છોડી બેઠો સાજ.
મને વરો તમે માનની, અમો ઉત્તમ કુળના બ્રહ્મ;
અસુર જાતે બળિરાજા, એનાં નીચાં કર્મ. ૫
બળિરાય કે' તું કન્યા માને, તો તો વરો તમે અમને;
મોટા રાજ્યની રાણી થાશો, કહું છું અમે તમને. ૬

---

૨૫ વાય ઇ૦—વાયુની પેઠે ઘણો કાળ વીતતો.

૨ વૈરોચન—બલિ. ૪ સાજ—સાહિત્ય. અર્થાત્ કામ ધંધો તજીને બેઠો હતો.

સુકેશીએ વિચારિયું, આવી મોટી આંટી;
હું નારી ત્યારે તો કે'વાવું, જ્યારે જાઉં બેન ખાંટી. ૭
જે ઉત્તમ હોયે તેને વરૂં, એવી વિચારી મત્ય;
પછે સુકેશી ત્યાં ઉચરી, જેનું રૂપ છે અત્ય. ૮
વરૂં તમને નહિ ચિંતા, પણ મારૂં પણ છે એક;
જે પાળે તેને અમો વરૂં, સુણો તેહ વિવેક. ૯
મારે કુળ ઉત્તમ સ્વામી વરવો, તમોમાં કોણ શ્રેષ્ઠ;
જે ઉત્તમ હશે તેને અમો વરૂં, તજી દઇશું નેષ્ટ. ૧૦
ત્યારે કન્યા લોભથી, બંને કે' અમો ઉંચા;
કન્યા કે' ઠીક ત્યારે તો, તમો બંને રૂચ્યા. ૧૧
પણ બેમાંથી જે ઉંચો હોય તે, થાયે સ્વામી મારો;
ન્યાય કરાવો ત્રીજા પાસે, સારૂં જો વિચારો. ૧૨
એવે ત્યાં લઢવાડ થઇ, સુધન્વા કે' હું મોટો;
બળિરાય કે' તું તો બ્રાહ્મણ, મારાથી છે ખોટો. ૧૩
એમ માંહો માંહે લઢાઈ થઈ, તેમાં કરતા પોણ;
જે નીચો ઠરે તે દાસ થાયે, કરે છે ન્યાય કોણ. ૧૪
નીચો તે તો જીવતા સુધી, સેવક થઈને રે'શે;
ચાકર છે એ તો મારો, એવું મુખે કે'શે. ૧૫
એવી રાડ બંનેની થઇ, તેનો કરે ન્યાય કોણ;
શુક્રાચાર્યજ પાસે જાઉં, એવું લીધું પોણ. ૧૬
ત્યારે સુધન્વા કે' એમ નહિ, કરે તારો પિતા ન્યાય;
જો ઉંચો કરે એ તને તો, પછે થવાનું તે થાય. ૧૭
વારૂ કહીને બંને ચાલ્યા, ગયા વિરોચનની પાસ;

---

૭ ખાંટી—ખાટી જાઉં—છેતરૂં. ૧૪ પોણ—પણ-પ્રતિજ્ઞા.

સુધન્વાને વૈરોચન, ઊભા જ્યાં ઉજાસ. ૧૮
અમો પુત્ર તારા, આ છે બ્રાહ્મણ, કરો તેનો ન્યાય;
એ કહે છે'અમો મોટા, અમે કહું છું નાય. ૧૯
ત્યારે સુધન્વા બોલિયો, વિરોચન તમે સુણો;
ખરો ન્યાય તમે કરો આજે, અમથા નવ તમે ધૂણો. ૨૦
તમારો પુત્ર જો હારે તો, થશે સેવક મારો;
વિચારી ન્યાય કરજો તમે, ખરી વાત વિચારો. ૨૧
જો હું નીચો ઠરૂં તો, જાયે કન્યા મારી;
એ ઊંચો ઠરે તો આજે, આ સુકેશી વરે સારી. ૨૨
એ રાઢ અમારી તમે ભાજો, છે મને વિશ્વાસ;
બળિ કે'છે જાતિ કુળમાં, અમારી મોટી આશ. ૨૩
એવું જોઇને વિરોચન તો, કરે ઘણો વિચાર;
બોલે નહિ તે ઘણો ધુંચાયો, લાગી ઘણી ત્યાં વાર. ૨૪
ત્યારે સુધન્વા તો ક્રોધે બોલ્યો, કેમ કરો છો વાર;
જો અન્યાય બોલશો રાજા, તો તો ઘટશે કાર. ૨૫
જો કાંઇ નહિ બોલો તમે, તો તો થશે અન્યાય;
રાજા થઇને બેઠા છો તે, રાજ્યપદ તો જાય. ૨૬
વળી અમો બ્રાહ્મણ બોલિયે, તે સુણો તમે ભૂપ;
જો કંઇ નહિ બોલો, કે અન્યાય કરો તો, થશે કૂડું રૂપ. ૨૭
ઇંદ્ર આવી તમારા કરશે, માથાના સો ભાગ;
વજ્ર મૂકશે તમારી ઉપર, કહું અમો ઉલ્હાદ. ૨૮
ત્યારે રાજા કાંપી ઉઠયો, પીપળાનું જેમ પાન;
કાલે કહીશું કહી ઉઠયા, ગયા જ્યાં કશ્યપ ભગવાન. ૨૯

---

૧૮ ઉજાસ–ઉત્સાહવાળા (થઈને) અથવા અજવાળું કે પ્રકાશ (મળે કે છે) ત્યાં–રાજા કને. ૨૮ ઉલ્હાદ—ઉલ્લાસથી(?)

જઇ પૂછ્યું તેમને નમી, દેવ દૈત્યના બાપ;
આજ મુનિ ! મટાડીએ, હવે અમારો તો તાપ. ૩૦
વારૂ કહીને બેસાડ્યા, કહો શું છે કામ;
ત્યારે રાય બોલ્યો સુણો તમે, પ્રભુ સુંદરશ્યામ. ૩૧
સભામાં કોઇ પૂછે તેનો, કરે નહિ જો ન્યાય;
તેનું પાપ તો કહો તમે, કેટલું (ને) કેવું દુઃખ થાય. ૩૨
વળી કંઈ બોલિયે નહિ તો, તેનું કયમ થાય;
ત્યારે કશ્યપજી બોલિયા, સુણો તમે રાજાય. ૩૩
જાણ્યા છતાં જે ન્યાય નવ આપે, તે પડે નરકની માંય;
વરૂણના પાશમાં બંધાએ, છૂટે નહિ તે ત્યાંય. ૩૪
જે અન્યાય કરે તે તો પામે, માઠામાં માઠા ઠામ;
તેનો તો છૂટકો નવ થાયે, ભલે સંભાર્યા હોય રામ. ૩૫
અધર્મની ધર્ય બદલાયે, ત્યાં બોલે જે ખોટું;
કાંઇ ન બોલે તેનું તો, પુણ્ય જાય છે મોટું. ૩૬
સંદેહ પડતું જો બોલે તો, તે પણ પાપી થાય;
સભામાં બેસનાર થાયે, પાપી સુણો રાય. ૩૭
જે અન્યાય કરે તેને તો, અતિશે દુઃખ થાય;
ધર્મ વચનનો નિર્ણય કે' નહિ, (તેની) કરે નહિ કો સા'ય. ૩૮
સાત જન્મનાં કરેલાં પુણ્યો, અનેકવારનાં જે હોય;
ચૌદ જન્મનાં જાય તેનાં, કહ્યું વિચારી સોય. ૩૯
દ્રવ્ય ગયું, પુત્ર મુઓ, માથે હોયે દેવું;
લીધેલું આપવું પડતું હોય, કામ ન થયલું કે'વું. ૪૦

---

૩૬ ધર્ય—ધર-ધરી. ૪૦ દ્રવ્ય ઇ૦—ન થયેલું કામ કહેવાથી એટલાં વાનાં થાય છે.

ધણી વગરની ધણીઆણી, રાજાયે ઝાલ્યો સોય;
વાંઝીઆ હોયે, વાધે ઝાલ્યો, પરણ્યા વની સ્ત્રી કોય. ૪૧

એ દુઃખ જેવાં તેવાં જાણો, અન્યાયનાં છે દુઃખ;
એવું બ્રહ્માજીએ કહ્યું છે, એથી જાયે સઘળું સુખ. ૪૨

એ દુઃખ અને બીજાં ઘણાં, ખોટું બોલનારને થાય;
એવું સુણી ત્યાંથી ચાલ્યો, ગયો ઘેર તો રાય. ૪૩

પુત્રને અને સુધન્વાને, બોલાવ્યા સભાય;
પછે રાજા બોલિયો, જેમ પુત્રને દુઃખ થાય. ૪૪

સુધન્વા તો શ્રેષ્ઠ છે, એનો અંગીરા બાપ;
મારાથી તે શ્રેષ્ઠ છે, તેવી એની માની છાપ. ૪૫

માટે પુત્ર મારા તમે થાઓ, જીવતા સુધી દાસ;
ત્યારે સુધન્વા કે' સુણો રાજા, પુત્ર સ્નેહની તજી આશ. ૪૬

તો હું પણ એને છોડી દઉં છું, જીવો વર્ષો રાશ;
આ તો કથા અમે ભારત જોઈ, કરી છે પ્રકાશ. ૪૭

વિરોચનનો મહિમા ગાયો, કેવો એનો ઉજાશ;
ધન્ય ધન્ય ભાઇ એવા રાજા, નામ થયું પ્રકાશ. ૪૮

હવે રાજા બળિ થાશે, કહીશું તે પ્રખ્યાત;
ભારતકેરી કથા કહી છે, સુણો શ્રોતા વાત. ૪૯

## વલણ.

શ્રોતા સહુ કોઈ સાંભળો, બળિ રાજા થાય રે;
શુક્રાચાર્ય અને દાનવ, ખુશી ઘણા ત્યાં થાય રે. ૫૦

---

૪૧ અન્યાયનાં બીજાં ફળ કહે છે. ધણી ૪૦—સ્પષ્ટ છે. ૪૭ ભારત ૬૦—ઉદ્યોગ પર્વમાં વિદુરનીતિમાં એ કથા છે. રાશ–ઘણાં ( વર્ષ ).

## કડવું ૪ થું.

### રાગ સારૂ.

થયો વિરોચન અતિ વૃદ્ધ, સોંપી વૈરોચનને સમૃદ્ધ;
પછે પોતે ગયો વનમાંય, કર્યું તપ અતિશય ત્યાંય. ૧
થયો તેનો તો સ્વર્ગ નિવાસ, હવે બળિરાયની કહું આશ;
તેણે પિતાના ગયા પુઠી, રાજકાજની વાળી મુઠી. ૨
કરતો દાન અપાર તો રાય, કરિયા મંત્રી ઘણા સુહાય;
તેનાં કહુંછું એમો તો નામ, સુણજો શ્રોતા વકતા તમામ. ૩
બસેંબાર ત્યાં મંત્રી મોટા, ડિંલ આદિક છે નહિ ખોટા;
સામંતો સોળહજાર, કુમુદ વિકુમુદ છે અવિધાર. ૪
સુર જેવા કર્યા જે રાય, તેવા સુરરાય કરતા સા'ય;
સેનાપતિ છે એક લાખ, વૃત્ત સુવૃત્તની સારી સાખ. ૫
દેવને ત્યાં છે હયગ્રીવ જેવા, સુભટ રાયના હયગ્રીવ તેવા;
એના બાંધવ છે શત સાર, ચાક્રાજ નાક્રાજ લાક્રાજ સાર. ૬
ઉપમંત્રીની નથી ખોટ, લટુક ભટુક ત્યાં દેતા દોટ;
વિનોદ કરાવનાર અપાર, વદતૃક આદિ નામો સાર. ૭
કર્યો તેમણે મળી વિચાર, જઈ દેવને જીતવા સાર;
પછે ઇંદ્રિ સાથે કરવા યુદ્ધ, મળિયા રાક્ષસ કુળના શુદ્ધ. ૮
મારી હાક ને ઇંદ્રિ બોલાવ્યો, બધો મહીમંડળ ડોલાવ્યો;
આવ્યો ઇંદ્રિ લઢવાનેકાજે, થયું યુદ્ધ ને ડંકો વાજે. ૯
થયો જેજેકાર ત્યાં તો, દેવ જીતીને ચાલ્યા જ્યાં તો;
વળી બીજીવાર ગયો બળિરાય, લઢ્યો દાનવ મેળી ત્યાંય. ૧૦
માર્યા દેવને મોકમ માર, નાઠા દેવ તો અપરમપાર;

---

૧ સમૃદ્ધ—સમૃદ્ધિ. ૨ રાજકાજની મુઠી વાળી—રાજકાજ હાથમાં ઝાલ્યું. ૬ હયગ્રીવ ઈ૦–જેવા દેવને ત્યાં હયગ્રીવ ગંધર્વ છે તેવા બળિરાજાને પણ હયગ્રીવ ( ઘોડા જેવી ડોક વાળા અસુર ) છે. ૧૦ મેળી–એકઠા કરીને.

તેથી થઇ રહ્યો ઘણો પોકાર, કરે દેવ તો મળી હોકાર. ૧૧
એકદમ આવી પડિયા જ્યારે, બળિરાજાએ બાણ માર્યાં ત્યારે;
નાઠા વાગ્યાં બાણ અપાર, દેવ કરતા તે મન વિચાર. ૧૨
ઘણો જોરાળો છે એ જોધ, એને કરીએ કાંઇક બોધ;
જઇ મળ્યા બૃહસ્પતિ જ્યારે, શુક્રાચાર્ય પધાર્યા ત્યારે. ૧૩
કરી સંધિ ને રીઝચા સર્વ, દેવતણો તો ગયો ગર્વ;
દેવને કહે દાનવરાય, નિત્ય તમો આવો મારી સભાય. ૧૪
એટલું મારે કરવું કામ, જીતનારનું રહે જેમ નામ;
દેવસારૂં કહી માન્યું સર્વ, યુદ્ધ કરતાં ગયોછે ગર્વ. ૧૫
જ્યારે માન્યું દેવતા મોટા, ત્યારે બળિ ચાલ્યા જેના નવ મળે જોટા;
ગયા સેન સંકેલી સર્વ, ઉતાર્યો છે દેવનો ગર્વ. ૧૬
ગયો પુરમાં પાધરી વાટે, દેવ તો ભરિયા ઉચ્ચાટે;
નિત્ય બૃહસ્પતિને જાવું, ઇંદ્ર કે' વેઠાય ન આવું. ૧૭
કરે વાયુ તે સેવા બળિ, કરે અગ્નિ તે ચાકરી મળી;
વસુ આઠ ને ગંધર્વ સર્વ, જાય બળિરાજાને ત્યાં સર્વ. ૧૮
ઇંદ્ર મળવાને મિષે જાય, તેનું આદર સનમાન થાય;
પણ મનમાં તે મોટી આંટી, ગયો દાનવ તો જે ખાંટી. ૧૯
તેનો ઉપાય એક ન સૂઝે, દેવ બળિરાજાથી ધ્રુજે;
ઘણો ધર્મ કરે બળિરાય, તેથી દેવથી કાંઇ ન થાય. ૨૦
મહાપવિત્ર રાજા બળિ, દેવ તેને શકે કેમ છળી;
બહુ બહુ ઉપાય કરતા દેવ, તોય છૂટતી નહિ કદી સેવ. ૨૧
પાપીને પૂરા પડે ભાઇ દેવ, પુણ્યશાળીને શું કરે એવ;
એમ કરતો બળિરાય રાજ, ત્યારે બોલ્યા શુક્ર મહારાજ. ૨૨
રાય તારા પુણ્યનો નથી પાર, માનો એક અમારો વિચાર;
કરો તમે અશ્વમેધ તો સોય, લ્યો ઇંદ્રની પદવી તોય. ૨૩

જો નવ પૂરા થાય યાગ, તો તો પુણ્યનો મળશે ભાગ;
વારૂ કહી થયો રાય સુખી, સુણી દેવ થયા છે દુઃખી. ૨૪

વલણ.

દેવને બહુ દુઃખ થયું પણ, કરે શું રાયની પાસ રે;
યજ્ઞતણો આરંભ કરવા, કરતો રાજા આશ રે. ૨૫

## કડવું ૫ મું.

## રાગ સેવાડો.

કરી યજ્ઞની ત્યાં તૈયારી જી, મેળવ્યું સાહિત્ય તો ત્યાં ભારી જી;
મગાવ્યો પૂજાપો વિધ્ય વિધ્ય જી, શું ઓછું જેને ઘણી રિધ્ય જી. ૧

ઢાળ.

રિધ્ય ઘણી તેનું ઓછું શું, મંગાવ્યાં સાત સાયર પાણી;
જવ તલના ઢગલા કર્યા, હુતદ્રવ્ય મૂક્યું આણી. ૨

કપૂરના કોઠાર ભરિયા, ચંદનનું ભર્યું ઘર;
કેસરનો તો પાર નહિ ત્યાં, કસ્તુરી છે તર. ૩

ઘૃતકાજે ટાંકાં ભરાવ્યાં, જેનું કરૂં શું વખાણ;
દર્ભનાં ઘણાં ગામ ભરાવ્યાં, જાણે જાણ સુજાણ. ૪

સાત સમુદ્રનું પાણી મંગાવ્યું, સોનાકેરે કળશે;
પાટતણી તો બાકી નથી ભાઇ, આવે તેને મળશે. ૫

પછે ગુરૂજી શુક્રાચાર્ય તેડ્યા, પૂછે તેમને વાત;
યજ્ઞ કરવો હવે ક્યાંહી, કહો તમે સાક્ષાત. ૬

ત્યારે ગુરૂજી બોલિયા, ભૃગુપુર મહાપાવન;

---

૨ સાયર—સાગર.

યજ્ઞ જો ત્યાં થાય તો, પુણ્યરૂપી મળે ધન. ૭

એક યજ્ઞ જો તમે કરો તો, શતનું થાયે પુણ્ય;
જો સો યજ્ઞ બળિ ત્યાં કરો તો, રહે નહિ કંઇ ન્યૂન. ૮

પણ ત્યાં બ્રાહ્મણ જે વસે, તેને આપો ઘણું ધન;
પછે ભૂમિ તેજ લેવી, પ્રસન્ન કરીને મન. ૯

રાજા કે' એમ તેમ કરૂં, નવ બ્રાહ્મણ પામે દુઃખ;
એવી રીતે ભૂમિ લેશો, થાશે સહુને સુખ. ૧૦

પછે આજ્ઞા માગી ગુરૂની ને, ગયો પોતે રાય;
ભૃગુપુરના બ્રાહ્મણને, ધનની આપી સા'ય. ૧૧

ધનથકી કહો શું ન થાયે, બેટો વેચે બાપ;
ધનથકી તો જાય સર્વે, તનતણા પરિતાપ. ૧૨

ધનને કાજે ઘરૂણી વેચે, ધરતી વેચે હાય;
ધનને કાજે લઢવા આવે, કરે બીજા ભૂપ સા'ય. ૧૩

એ વિધિ તો ધનકેરી છે, ધને સર્વે થાય;
ધન આપતાં ન મળે એવું, નથી કંઇ મહી માંય. ૧૪

બ્રાહ્મણને બમણું ત્રમણું, આપ્યું જ્યારે રાય;
માગેલી ભૂમિ આપીને સહુ, વશિયા બીજી જગાય. ૧૫

રાજા મન પ્રસન્ન થયો, ગયો મણિપુર ગામ;
ગુરૂને જઇ વિનતિ કીધી, કરી આવ્યો હું કામ. ૧૬

ગુરૂ કે' તમે રૂડું કીધું, હવે કરવો ત્યાં મંડપ;
મંડપ થાયે પછી માગજે, દેવની પાસે આપ. ૧૭

અશ્વમેધનો ઘોડો જોઇએ, તે છે ઇંદ્રની પાસે;
તું રાય તેથી તે આપશે, તારાથી એ ત્રાસે. ૧૮

---

૧૧ ગયો-( ભૃગુપુરમાં ).

વારૂ ગુરૂજી એમ કરીશું, મંડપનું તમો દાખો;
ભૂમિ ભરીને જો આપો તો, ખરચું દ્રામ અમો લાખો. ૧૯
ગુરૂ શુક્રાચાર્યજ અને રાજા, ગયા ભૃગુપુર માંય;
મંડપકાજે ભૂમિ બતાવી, રીઝયો રાજા ત્યાંય. ૨૦
દેશ દેશથી રાજા તેડચા, તેના તેડચા સુતાર;
કડિયા શીલ્પના વેત્તા તેડચા, બીજાનો નહિ પાર. ૨૧
કરોડ કડિયા સુતાર તેટલા, આવી મળિયા ત્યાંય;
રાજાએ તો પછે સોંપ્યું, મંડપનું કામ જ્યાંય. ૨૨
મંડપ એવો કરો તમે, જેવો કોઇનો નવ કીધો;
સર્વ કહે રાય તેવું કીજે, અર્થ અમારો સીધ્યો. ૨૩
અપાર ધન તેઓને આપ્યું, મંડપ ત્યાં ચણાય;
શત યોજનમાં વિસ્તાર તેનો, મારાથી શું ભણાય. ૨૪

વલણ.

ભણાય શેષથી એવી શોભા, હજાર જેને જીભ રે;
મોર પોપટ મેના કાઢી, વાઘ વરૂ ને ઇભ રે. ૨૫

## કડવું ૬ ઠું.

રાગ ગાંધાર.

મંડપ કરવા માંડયો રે, તેના વર્ણનની મતિ છોડો રે;
લીપી સોનાની ગારે ભીંતો રે, ચિત્રનો વાઘ જોઈ સાથ બી'તો રે. ૧
કાઢયાં ચિત્ર તે ચારે પાસ રે, જાણે બોલીને આવે પાસ રે;
મણિ જડિયા તે કરોડો લાખ રે, તેની શોભાની શી સાખ રે. ૨
દાનવ માનવનાં ઘણાં ચિત્ર રે, ભૂમિ મંડપની છે પવિત્ર રે;

---

૨૧ વેત્તા—જાણનાર. ૨૫ કાઢી—ચિત્રાદિમાં. ઇભ—હાથી.

બાંધ્યા ચંદરવા તે અપાર રે, જેના વર્ણાએ નહિ પાર રે. ૩
હસ્ત કસણે બાંધ્યાં હીર રે, જે જોઇને જાયે ધીર રે;
મખમલ બાસતો ને દરીઆઇ રે, જેની શોભા બની છે ભાઇ રે. ૪
મૂકી ચંદરવે ઘૂઘરી સારી રે, જેનું મૂલ થયું છે ભારી રે;
મૂકી બારી અટારી ને જાળી રે, જેમાંથી જાયે બહુ ભાળી રે. ૫
સાટીના તો પાથરિયા પાટ રે, એવો કર્યો છે ત્યાં ઠાઠ રે;
પેસે મંડપમાં કોઈ આવી રે, તેનાં દુઃખ તો જાય લજાવી રે. ૬
જડ્યા કાચ તે ચારે પાસે રે, બબ્બે ચચ્ચાર રૂપ તો ભાસે રે;
તે માંહી પૂર્યું છે સેનઉ રે, તેની શોભા તે હું શી કહું રે. ૭
મીનાકારી કામ છે ઘણું રે, જેનું વર્ણન જાયે ન બન્યું રે;
હીંચોળાખાટ્યોનો નહિ પાર રે, કર્યા મંડપ એક હજાર રે. ૮
બાંધ્યા માળા તે બેસવાકાજે રે, તે તો મંડપની મધ્ય રાજે રે;
કરી દીવાની રૂડી સોઇ રે, મન મોહ પામે તે જોઈ રે. ૯
એવી આનંદની લે'ર કીધી રે, ઘણી સમૃદ્ધિ માગી લીધી રે;
રાયે જે જોઇએ તે આપ્યું રે, વળી માગણનું દુઃખ કાપ્યું રે. ૧૦
માગે એક તો આપે બેય રે, તેને આપો એવું કો કે'ય રે;
પાથર્યાં પાથરણાં ભરગચ્છી રે, તેની શોભા તો થઇ અચ્છી રે. ૧૧
ચીતર્યા ઘોડા ત્યાં તો કચ્છી રે, તેની લઢવાની જોડ મચી રે;
ચીતર્યા હાથી તે સિંહલદ્વીપ રે, ચીતરી સમુદ્રની તો છીપ રે; ૧૨
એવો મંડપ કીધો મોટો રે, જેનો જગમાંહી નહિ જોટો રે.
પછે કુંડ કર્યો છે વચ્ચે રે, જોઇ મનડું તે માંહી પચ્યે રે. ૧૩
જડ્યા ધાંલસે કાચના કકડા રે, જોનાર હીંડે છે અકડા રે;

---

૪ હસ્ત કસણે-હાથના કશીદાથી કરેલાં. અથવા મોટાં હીરનાં છોગાં (?)
૭ સેનઉ-સોનું.

થઈ રહી તે રંગની રેલ રે, જોનારો થયો છે ભેળ રે. ૧૪
પછે રાજા જોવાને આવ્યા રે, ભરત શીવણિયાં બહુ ભાવ્યા રે;
શુક્રાચાર ગુરૂ છે સાથે રે, રાય વદતા ઝાલી હાથે રે. ૧૫
ગુરૂ જુઓ દેવનાં આ તો ચિત્ર રે, પછે દાનવ યશ પવિત્ર રે;
બેનું યુદ્ધ લખ્યું છે આંહી રે, તસો ચીતર્યા છો ગુરૂ માંહી રે. ૧૬
આ જુઓ રાજ્ય આપણું ઋષિ રે, જોઇ થાય ગુરૂ ખુશી રે;
કરે દેવ તો સેવા તમારી રે, એ તો વાત લાગેછે સારી રે. ૧૭
જાણી વણું સર્વે પેર રે, એ તો તમારી છે મે'ર રે;
એમ વાતો કરતા ચાલ્યા રે, દેવમંડપમાં બન્ને ભાળ્યા રે. ૧૮
થાશે યજ્ઞ એમાં નથી વાંધો રે, ચરૂ જાશે એમાં રાંધ્યો રે;
ઇંદ્રે રાય પૃથ્વીના ચઢાવ્યા રે, યુદ્ધ કરવાને કોઇ ન આવ્યા રે. ૧૯
એવું બળિરાયનું છે બળ રે, સકળ પૃથ્વીની હાથ કળ રે;
તેવા દેવ જીતેલા અનેક રે, બળિરાયનું છે કામ નેક રે. ૨૦
જોઇ મંડપકેરી શોભા રે, શુક્ર ગુરૂ મનથી લોભ્યા રે;
આવી શોભા નથી સ્વર્ગ ધામે રે, પૂરી આશા તો સુંદરશામે રે. ૨૧
આનંદ આનંદની હેલી રે, દુઃખ તો દૂર મૂક્યાં ઠેલી રે;
ધન્ય દિવસ આજનો ઘડી રે, જોવાની તો મઝા ખડી રે. ૨૨
જોઈ મંડપ ને વળિયા બેય રે, ગયા મણિપુરમાં તેય રે;
પછે શુક્રે કહ્યો વિશ્વાસ રે, માગજો અશ્વ તો ઇંદ્રની પાસ રે. ૨૩
પછે યજ્ઞનું કરશું કામ રે, શત યજ્ઞ કરી લ્યો ઇંદ્રધામ રે. ૨૪

## વલણ.

ઇંદ્રકેરૂં ધામ મળશે, થશે તમારૂં કામ રે;
શત યજ્ઞ જો પૂરણ કરશો, મળશે સુંદરશ્યામ રે. ૨૫

---

૧૪ અકડા—અક્કડ. ભેળ—તદ્રૂપ. ૧૯ ચરૂ—હોમ કરવાનો ભાત.

## કડવું ૭ મું.

### રાગ વેરાડી.

બેઠો રાજા સભાની માંય, પ્રાતઃકાળ થયો છે ત્યાંય;
આવ્યા પૃથ્વીના ભૂપાળ, તે તો બંધાઈ બેઠા પાળ. ૧
એવે આવ્યા બ્રહ્મા મોટા, ચાર મુખના નહિ જોટા;
આવ્યા કુબેર અત્રિ સર્વ, ઇંદ્ર આવ્યો ગયો જેનો ગર્વ. ૨
એમ એક પછી તો એક, આવ્યા દેવ સભામાં છેક;
સહુ આવીને બેઠા જ્યારે, રાજા બળિ તો બોલ્યો ત્યારે. ૩
ઇંદ્રરાયને તેડી પાસ, બળિ વચન બોલ્યો ખાસ;
તમારે ત્યાં અશ્વમેધના વાજી, તે તો અમને આપો થઈ રાજી. ૪
અમારે અશ્વમેધ તો કરવો, ઘોડાને પૂજામાં ધરવો;
અમારે ઇંદ્ર પદ નવ જોઇએ, અમો કરીએ છીએ પુણ્ય સોઇએ. ૫
ઇંદ્ર કે' હા આપું આણી, બળિ જોયો છે પે'લો નાણી;
બીજાના મેળવ્યા ઘોડા, ઇંદ્રરાય હરે છે જોડા. ૬
પણ શું કરે આને આપે આણી, જે છે બળતણી તો ખાણી;
ગયો રાજા ને ઘોડો લાવ્યો, જોઇ બળિના મનમાં ભાવ્યો. ૭
સર્વ ઘોડાથકી છે જૂદો, જોઇ રાય થયો મન મુદો;
તે ઘોડો શુક્રાચાર્યને બતાવ્યો, ગુરૂને ઘોડો તો ઝટપટ ભાવ્યો. ૮
હવે કરો યજ્ઞતણી તૈયારી, મતિ ઉતાવળી થાય મારી;
ગુરૂ કે' કાલે છે શુભ જોગ, જાશે તારા ભવોભવના રોગ. ૯
બીજે દિવસે મુહૂર્ત દા'ડો, એક દિવસ છે માંહી આડો;
પ્રથમથી પત્રીઓ જેહ પઠાવી, તેથી રાજાની મંડળી આવી. ૧૦

---

૧ પાળ બંધાઈ બેઠા—હારબંધ ગોળાકૃતિથી હૂં બેઠા. ૮ મુદો–મુદ્ (હર્ષ) યુક્ત.

તેને ઉતરવાની જગા આપી, રાયે કષ્ટ તો નાખ્યાં કાપી;
પડી રાતને ઉગ્યો ભાણ, થયો યજ્ઞનો દિવસ જાણ. ૧૧

ત્યારે ભેટ લઈ લઈ આવે, તેને રાજા તે તર્ત બોલાવે;
આવ્યા ઈંદ્ર તે ભેટ લેઈ; પાછા વાળ્યા થોડું દેઈ. ૧૨

પછે કુબેર આવ્યા જાણ, તેને બોલાવ્યા સારી વાણ;
યમરાજા તે આવ્યા ત્યાંહી, યક્ષ રાક્ષસ દીઠા જ્યાંહી. ૧૩

વિદ્યાધર ને આવ્યા છે નાગ, આપી લઇ ચાલે થોડો ભાગ;
નાચે અપ્સરા માંહે રંભા, તિલોત્તમા રૂપની ખંભા. ૧૪

સમુદ્રના રહેવાશી સર્વ, આવ્યા તજી કરીને ગર્વ;
આવ્યો સમુદ્ર રૂપને લેઈ, પાછો વાળ્યો થોડું દેઈ. ૧૫

નદી તીરના રહેવાશી સર્વ, આપવા આવ્યા જાણી પર્વ;
પર્વત પાર્વતેય ભૂપ, લઈ ભેટ તે આવ્યા અનૂપ. ૧૬

દશ દિશાના જે દિગપાળ, આવ્યા તે તો તહીં તતકાળ;
અષ્ટ કોણના આવ્યા હાથી, જેની જોડીતણા સહુ સાથી. ૧૭

સિદ્ધ ચારણ આવ્યા ભાટ, દાન પામી ગયો ઉચ્ચાટ;
ત્રણ લોકના આવ્યા સર્વ, હતું બળિરાયને ત્યાં પર્વ. ૧૮

ભેટના થયા મોટા ઢગલા, ચળકે રૂપિયા જાણે બગલા;
એમ ભેટનું થઈ રહ્યું કામ, પછી શુક્ર ગુરૂ બોલ્યા આમ. ૧૯

હવે કરો યજ્ઞની તૈયારી, એમ મતિ કહે છે મારી;
હવે મુહૂર્ત્તની છે વેળા, સર્વ આવી મળ્યા છે ભેળા. ૨૦

એવે શીલ્પી આવ્યો જાણ, તે તો ગુરૂશું બોલ્યો વાણ;
ગુરૂજી યજ્ઞકુંડ થયો છે તૈયાર, તેમાંનો કહું એકજ સાર. ૨૧

કુંડ તૈયાર થયો જ્યારે, આવી બગલો ઉપર બેઠો ત્યારે;

---

૧૪ તિલોત્તમા—એ નામની અપ્સરા. રૂપની ખંભા—રૂપના સ્તંભરૂપ.
૧૫ રૂપને લેઇ—મૂર્ત્તિમાન થઈને.

તેથી મનમાં લાગે બી'ક, વળી થઇતી એક બે છીંક. ૨૨
એ યજ્ઞ તો પૂરો નવ થાય, તેમ અધૂરો નવ કળાય;
વિઘ્ન કરનારા તો આ દેવ, તે તો કરે છે સારી સેવ. ૨૩
ગુરૂ કે' થાવાનું તે થાશે, તમે આવો અમારી પાસે;
લઇ શિલ્પી ને ગયા ગુરૂ, જોયું નહિ કાંઇ અધૂરૂં. ૨૪

વલણ.

અધૂરૂં કાંઇ જોયું નહિ, ત્યારે થયા પ્રસન્ન રે;
પછે રાજાએ દિક્ષા ધરી, વાપર્યું બહુ ધન રે. ૨૫

## કડવું ૮ મું.

રાગ ધનાશ્રી.

ભૃગુકુળના બ્રાહ્મણ સર્વ, આરંભીઓ ત્યાં યજ્ઞ રે;
ઋત્વિજ અધ્વર્યુ આચાર્ય બ્રહ્મા, સર્વનાં મન મગન રે. ૧
બીજા કુળનો બ્રાહ્મણ કોઇ, યજ્ઞમાં નવ લીધો રે;
ભૃગુપતિએ ભેદ થાય જેથી, એવો ઉપાય કીધો રે. ૨
પ્રથમ યજ્ઞની ક્રિયા કીધી, અશ્વનું પૂજન કીધું રે;
અસિવ્રત પાળવા સજાને, ગુરૂએ વચન દીધું રે. ૩
પછે વિધિ કરીને અશ્વ છોડ્યો, ભૃગુકચ્છથી જ્યારે રે;
બાણાસુર તો પૂઠે ચાલ્યો, રક્ષણ કરવા ત્યારે રે. ૪
બળિરાજાને બે સ્ત્રીઓ છે, વિંધ્યાવળી ને કોટરા રે;
બાણાસુરની માતા તે તો, યજ્ઞતણા ભારે ભર્યાં રે. ૫
ઘોડો જે જે ગામે જાયે, તે રાજા વાંચે નામ રે;

૩ અસિવ્રત—સ્ત્રીપુરૂષની વચમાં ઉઘાડી તરવાર મૂકીને એકત્ર શયન કરી બ્રહ્મચર્ય પાળવાનો નિયમ.

બળિરાજાનું નામ સુણીને, કોઇ રાખવાની કરે ન હામ રે. ૬
એમ ઘોડો દશ દિશાએ ઘૂમ્યો, ખૂણે ખાંચે સર્વ રે;
કોઇ નૃપતિએ ઝાલ્યો તેનો, બાણાસુરે ઉતાર્યો ગર્વ રે. ૭
એમ ત્રણ માસમાં તે તો ઘોડો, ફરીને આવ્યો પાછો રે;
કોઇએ તેને બાંધ્યો નહિ ભાઈ, બળિરાયનો પરચો સાચો રે. ૮
નામમાત્રથી તાપ લાગે તો, બાંધે ઘોડો કોણ રે;
બાણાસુર તો લઇને આવ્યા, પાળી કરીને પોણ રે. ૯
રાજાએ તે સુણ્યું જ્યારે, આવ્યો બાણ તે લઈ ઘોડો રે;
રાજાને ઘણો હર્ષ થયો છે, થાય છે થોડો થોડો રે. ૧૦
હળ્યા મળ્યા પુત્ર પિતા પછે, પૂછી સર્વ વાત રે;
કોણ સામા થયા'તા રાજા, તેમની કહી સહુ ખ્યાત રે. ૧૧
બળ સહિત તેમને જીત્યો; ચાલ્યું ન તેમનું કાંઇ રે;
દેવનો છળ એ તો પિતાજી, ખુશી બતાવે આંહી રે. ૧૨
બળિરાજા કે' તેજ થાય છે, સર્વ થશે ભાઇ સારૂં રે;
થોડા દિવસ રહીને જાજો, બીજીવાર હું ધારૂં રે. ૧૩
વળી યજ્ઞનું કામ તો ચાલ્યું ઝટપટ, પ્રથમ યાગ થયો પૂરો રે;
વિઘ્ન કાંઈ નડ્યું નહિ માંહી, શુક્રાચાર્ય જ્યાં શૂરો રે. ૧૪
એક યજ્ઞ તો પૂરણ કીધો, બીજી વાર મૂક્યો ઘોડો રે;
જેણે તે તો અશ્વ ઝાલ્યો, તેનો કાઢ્યો બાણે ખોડો રે. ૧૫
એમ અશ્વમેધ થાય છે, નથી લાગતી કંઈ વાર રે;
દેવ કપટ કરે છે અતિશે, પણ મળતો નથી કંઇ સાર રે. ૧૬
બ્રાહ્મણ છે સહુ ભૃગુપતિના, તેણે ન ચાલે ત્યાંહી રે;
ઘોડા પૂઠે છે બાણાસુર જેવો, હારે કપટ કરે જ્યાંહી રે. ૧૭
પછે દેવ સર્વ હારીને બેઠા, યજ્ઞ થયા પૂરા એંશી રે;

ઇંદ્રરાયે તો આશા મે'લી, ચઢિયાતા થયા છે દ્વેષી રે. ૧૮
ગુરૂ બૃહસ્પતિને પૂછ્યું જાઈ, કરવું શું ગુરૂ દેવા રે;
દાનવ તો ઘણા મતબાલા, કરે યજ્ઞની સેવા રે. ૧૯
ભૃગુપતિ આગે નવ ચાલે, કાંઈ ગુરૂ ચતુરાઇ રે;
દાનવને તો એમની મોટી, ગુરૂજી છે સાઈ રે. ૨૦
ત્યારે બૃહસ્પતિ તો બોલ્યા, ચૂકશો નહિ લગાર રે;
ઉપાય એક રહ્યો છે હાવાં, મળવું વિષ્ણુને સાર રે. ૨૧
પંચ્યાશી યજ્ઞ પૂરા કીધા, સાંભળી કાલે વાત રે;
ત્યાંથી ઉઠી દેવો ચાલ્યા, બ્રહ્માંડનો જ્યાં નાથ રે. ૨૨
બ્રહ્મા દેવને સાથે લેઇ, ગયા શિવની પાસે રે;
શિવજી સુદ્ધાં ગયા ત્યાંથી, વિષ્ણુજીની આશે રે. ૨૩
જઈ કરીને સ્તુતિ કીધી, પક્કો એકજ પો'ર રે;
જ્યારે દર્શન તો થયું નહિ, કાંઇક સુણ્યો સોર રે. ૨૪
જાવ દેવ સહુ અમો અવતરૂં, અદિતિને પેટે રે;
કશ્યપના અમો તન કા'વું, જો જો રહીને છેટે રે. ૨૫
તમારૂં દુઃખ અમો ત્યાં ભાગીશું, લાગશે નહિ કશી વાર રે;
ત્યારે ઈંદ્રાયાય એણીપેરે બોલ્યા, બાણું યજ્ઞ થયા સાર રે. ૨૬
આઠ યજ્ઞ બાકી છે દેવા, તેને લાગે એક વર્ષ રે;
એટલામાં તે ક્યાંથી થાશે, આપનો તો ઉત્કર્ષ રે. ૨૭
વિષ્ણુ કે' અમો સર્વ જાણુંછું, તમો વળો આજ રે;
તમારૂં તો કારજ કરશું, અમને એની દાઝ રે. ૨૮
એમ સુણીને ઉંચે મને, વળિયા ત્યાંથી દેવ રે;
બ્રહ્મા શંકરને છે ભરોંસો, કરશે કારજ એવ રે. ૨૯
હવે એક દિવસે અદિતિને મંદિર, આવ્યા કશ્યપ મુનિ રે;

બંને સ્ત્રીઓ સન્મુખ જઈને, સુણતી વેદની ધુની રે. ૩૦
તેમાં અદિતિ ઉપર પ્રસન્ન થયા, તેને કહ્યું તમે પયવ્રત કરો રે;
દુઃખ જાયે સવ તમારાં, આંખડી શેણે ભરો રે. ૩૧
એમ કહીને મુનિ ગયા, પયવ્રત કરતાં માતા રે;
તે બાઈને તો ગર્ભ રહ્યો છે, અવતર્યો પુત્ર આતા રે. ૩૨
તે વિસ્તારી કહીએ અમે, સુણજો શ્રોતા વક્તા રે;
હરિના ગુણ છે જાણો સર્વે, માણક હીરા મુક્તા રે. ૩૩
અદિતિ અતિ દુઃખ ધરેછે, કેમ છૂટે પુત્ર મારા રે;
દુઃખ વેઠેછે અતિશે તે તો, દાનવ લાગે ન સારા રે. ૩૪
એ દુઃખમાંથી કોણ મૂકાવે, મારા પુત્રને આજ રે;
પછે પરમેશ્વરની સ્તુતિ માંડી, છોડાવો તમે રાજ રે. ૩૫
યજ્ઞના ઈશ્વિર તમને કે'છે, યજ્ઞના તમે કરતા રે;
યજ્ઞપુરૂપ તો તમને કે' છે, યજ્ઞના તમે ભરતા રે. ૩૬
દેવના દેવ તો તમને કે'છે, યજ્ઞના તમે કરતા રે;
દેવના નિયંતા સ્વામી, દેવના તમે ભરતા રે. ૩૭
અચ્યુત એવું નામ તમારૂં, કરીએ સ્તુતિ કેવી રે;
દેવ અને સહુ માનવીરૂપે, દાનવને તેમ દેવી રે. ૩૮
ગંગા જમુના સરયૂ સાચી, ગોદાવરી ને ગલ્લકી રે;
એ તો સર્વ તમો છો સ્વામી, જાઓ નહિ છલ્લકી રે. ૩૯
તમે દુઃખ એવું સાંભળતામાં, સારૂં કરો કામ રે;
દુઃખ હરતા તો તેથી તમારૂં, ત્રીકમજી છે નામ રે. ૪૦
કલ્યાણ કરતા છો કેશવજી, ગુણ શું ગાયે કોઈ રે;

---

૩૦ ધુની (ધ્વનિ)—ઘોપ—અવાજ. ૩૨ આતા—આત્મારામ—હરિ. ૩૩ મુક્તા—મોતી.

અમારૂં દુઃખ તો તમો મટાડો, જોઈ રૂડી સોઈ રે. ૪૧
આવી સ્તુતિ જ્યારે કરી અદિતિ, પ્રસન્ન થયા ભગવાન રે;
ગેબી વાણી થઈ ત્યારે, સુણીને આવી સાન રે. ૪૨
હે! દેવમાતા અદિતિ તમે, ચિંતા કરશો નહિ રે;
દેવનું હું રક્ષણ કરીશ પણ, સમો જોઇશ સહી રે. ૪૩
હાલ અસુરનું રક્ષણ કરે છે, ભૃગુપતિ જે મોટા રે;
તેથી એમને કરી ન શકાયે, દેવમાતા ખોટા રે. ૪૪
તોપણ તમોએ વ્રત પાળ્યું છે, તેથી કરીશ કામ રે;
તમે આશ રાખજો અદિતિ, ફેડીશ દુષ્ટનો ઠામ રે. ૪૫
એમ વાણી ગેબી થઇ, સુખ પામ્યાં છે માતા રે;
ગર્ભ રહ્યો છે સારે દિને, સુખમાં દિવસ જાતા રે. ૪૬
આનંદના ઘન ઉઠે નિત્યે, ગર્ભથી નહિ દુઃખ રે;
સુખ ઘણું છે અદિતિને, ભાગી ભવની ભૂખ રે. ૪૭
દેવ સહુ તો વાટ જુએ છે, ક્યારે થાશે કામ રે;
એવે નવાણુંમો યજ્ઞ ચાલિયો, દેવે મૂકી હામ રે. ૪૮
હવે અદિતિને ઋષિથી રહ્યો, ગર્ભ તે જાજ્વલમાન રે;
તે વાત તો એક જાણે બ્રહ્મા, બીજા શંકર સાન રે. ૪૯
તે બંને દેવતા આવ્યા વેહેલા, સ્તુતિ કરવા સાર રે;
બ્રહ્માજી તો સ્તુતિ કરતા, ત્રણ ગુણમય અવિધાર રે. ૫૦
તમારા ઉદરે ત્રણે લોકો, તે છો ઉદર માંય રે;
શંકરજી તો સ્તુતિ કરતા, અજન્માશા આંય રે. ૫૧

વલણ.

અજન્માશા આંય ઇશ્વિર, સ્તુતિ કરતા દેવ રે;
નવાણુંમો યજ્ઞ ચાલિયો, દુઃખ ટાળો તતખેવ રે. ૫૨

૫૧ અજન્માશા—જન્મ રહિત સરખા. આંય—અહીં.

## કડવું ૯ મું.

### રાગ વેરાડી.

બ્રહ્મા શંકરની સ્તુતિ સુણી, જોવા દેવને ગયા સહુ ધૂણી;
તદા અવતરિયા દયાળ, જન્મ મરણની નહિ જંજાળ. ૧
ચાર હાથ ને સુંદરશ્યામ, ચક્ર ધર્યું છે મેઘશ્યામ;
ગદા કમળને ઝાલ્યાં પાણ, અવતરિયા પ્રભુ નિરવાણ. ૨
પે'ર્યાં કુંડળ મોટાં કાન, મુખ શોભે જાણે ભાન;
છાતીમાં છે શ્રીવત્સ ચિન્હ, સર્વ દેવથકી છે ભિન્ન. ૩
પહેર્યો અલંકાર અપાર, મુકુટની શોભા છે સાર;
કટિમેખળા પે'રી છે નાથે, બાજુબંધ શોભે છે હાથે. ૪
ઝાંઝર લંગર પે'ર્યાં શ્યામે, વનમાળા ધરી છે નામે;
કૌસ્તુભમણિ મોટો પ્રકાશ, પોતે રૂપથી કરતા ઉજાસ. ૫
ઉગ્યો દિનકર હોય જેમ, નાઠું અંધારૂં તો ત્યાં તેમ;
થયો જન્મ તે સમયે સાર, વરતાઈ રહ્યો જે જેકાર. ૬
થયાં પાણી નિર્મળ અપાર, પક્ષી કરતાં સારા ઉચ્ચાર;
આનંદ આનંદ થયો ઉજાસ, હરિરૂપ થયું પ્રકાશ. ૭
શ્રવણ નક્ષત્ર મહિનો શુભ, ભાદ્રપદનો છે શુભ કુંભ;
શુક્લપક્ષ ને બારશ મોટી, અભિજિતની ઘડી નથી ખોટી. ૮
બરાબર મધ્યાન્હનો હતો સમો, એ દિવસ સર્વને ગમ્યો;
એ બારશનું છે નામ, વિજયાદ્વાદશી રૂડું નામ. ૯
તે દિવસે જે કરે વ્રત, તેનું તન મન થાયે તૃપ્ત;
એ વ્રતનો મોટો મહિમાય, બ્રહ્મા શંકર જેને ગાય. ૧૦

---

૩ ભાન—ભાનુ—સૂર્ય. ૬ થયો ઈ૦—સારે સમયે જન્મ થયો. ૮ અભિજિત એ નામનું નક્ષત્ર. હમેશા મધ્યાન્હ કાળે અભિજિત્ નક્ષત્ર ગણાયછે.

એ વ્રતવાળો તરે ત્રણલોક, થાય કરેલાં દુષ્કૃત ફોક;
ધન્ય ઘડી ને ધન્ય દહાડો, જાણે તેને જમડો થાય ન આડો. ૧૧
એવા શુભ અવસરની માંય, અવતરિયા પ્રભુજી ત્યાંય;
દેવે વગાડ્યાં છે વાજીંત્ર, સરસ્વતી વગાડે જંત્ર. ૧૨
ગોમુખ પણવ અપાર, વગાડે દેવ કરે જેજેકાર;
જાણે લાગે ન વાર લગાર, થાય નવાણુંમો યજ્ઞ સાર. ૧૩
કેમ કરીને દુઃખ દેવ કાપે, દાનવને કેમ હરિ શાપે;
એવી વાટ જુએ છે દેવ, એવે કરવા લાગ્યા સેવ. ૧૪
થઈ ફૂલની વૃષ્ટિ ત્યાં સાર, આનંદનો પામું ન પાર;
જોઈ આનંદ ને ઓચ્છવ, અદિતિ સંભારતી ભવ. ૧૫
આ તે શું કર્યું મેં બાઈ પુણ્ય, મારે રહી નહિ કંઇ ન્યૂન;
ધન્ય ધન્ય છે આજનો દિન, એમ પ્રસન્ન કરતી મન. ૧૬
જોઇ હરિએ ધરેલો જન્મ, કશ્યપ ઋષિ ખુશી થયા ત્યમ;
મહામુનિ જેને આનંદ દુઃખ, એક લેખવે દુઃખ ને સુખ. ૧૭
તે પણ આનંદમાં તણાયા, એવી ઇશ્વરની છે માયા;
ગુણ ગાયા ઇશ્વરના સારા, છૂટયા તાપ તો મુનિ કે' મારા. ૧૮
કર્યાં ઇશ્વરનાં દરશન, થયા પ્રભુજી તો પરસન;
બોલ્યા કશ્યપઋષિ ભગવાન, તમે કરો દેવનું સનમાન. ૧૯
ત્યારે થયા વામનરૂપે દેવ, કરો બટુકની સહુ સેવ;
વળી ભૂલા પડ્યા છે દેવ સર્વ, બ્રહ્માએ જણાવ્યું પર્વ. ૨૦
કરાવ્યા સહુ ત્યાં તો સંસ્કાર, કર્યા સર્વ તહીં આચાર;
ગુણ ગાય ને કે' ધન્ય ધન્ય, થાય સર્વનું મન પ્રસન્ન. ૨૧
અવતર્યા દેવાધિદેવ, કરે સુરિનર મુનિજન સેવ;

---

૧૩ ગોમુખ—રણશીંગ. પણવ—તુરી. ૧૫ ભવ—જન્મ—અવતાર. ૨૦ બટુક—બાળક.

થયું દેવે જાણ્યું કાજ, (પણ) કેમ બટુક થયા મહારાજ. ૨૨
તેનો બ્રહ્માએ ભાગ્યો ભેદ, એ તો ભણશે ચારે વેદ;
તેથી થશે આપણું કામ, હમણાં સેવો સુંદરશ્યામ. ૨૩
હું ભૂલો પડ્યો વાર હજાર, તમે શું જાણો નિરધાર;
એમ બ્રહ્માએ સમજાવ્યા દેવ, તે તો કરવા લાગ્યા સેવ. ૨૪

વલણ.

સેવા કરવા સહુ લાગ્યા, બટુકરૂપની ત્યાંય રે;
હવે હરજી શું કરેછે, વર્ણવે કવિ આંય રે. ૨૫

## કડવું ૧૦ મું.

રાગ મેવાડો.

જનોઇ દેતા રે, બટુકને સહુ મળી;
સૂર્ય ગાયત્રી રે, આપી હતી મળી. ૧
દેવગુરૂ આપે રે, ઉપવીત દેવને;
કશ્યપ મેખળા રે, આપી કરી સેવને. ૨
પૃથ્વીએ ચર્મ રે, મૃગનું ત્યાં દીધું;
તેથી મનડું રે, ખુશી નાથે કીધું. ૩
દંડ આપ્યો રે, ચંદ્રમાએ તહીં;
કૌપીન આપ્યું રે, માતાએ જઈ. ૪
સ્વર્ગ છત્ર કીધું રે, દેવની ઉપરે;
કમંડળ ઝાલ્યું રે, દેવ ચમર કરે. ૫
ઋષિ સાત આવ્યા રે, દર્ભ આપી ગયા;
માળા લાવ્યાં રે, સરસ્વતિ ખુશી થયાં. ૬
કુબેરે આપ્યું રે, ભિક્ષાનું થુંભડું;

૨ મેખળા—કટિસૂત્ર—બ્રહ્મચારીનો કંદોરો.

તેમાં તો આપ્યું રે, અંબાએ વડું. ૭
એવા બ્રહ્મચારી રે, થયા ભગવાનજી;
તેજ વાધ્યું રે, લઇ લઇ દાનજી. ૮
પરિસમૂહન રે, કરી હોમ તે કીધો;
પરિસ્તરણથી રે, પૂજન તો લીધો. ૯
એવા દેવ રે, દીપ્યા છે ઘણા;
ત્યારે બોલ્યા દેવો રે, સમાચાર બન્યા. ૧૦
દેવ તમે જાણો રે, ભૃગુપતિ દુઃખ દેછે;
ઇંદ્રિપદ લેવા રે, રાત દહાડો કે'છે. ૧૧
તેને નિવારો રે, દુઃખ એ મોટું છે;
નવાણુંમો યજ્ઞ છે રે, નથી કાંઈ ખોટું છે. ૧૨
સુણી વાત રે, વામન બોલિયા;
દેવનું દુઃખ રે, સુણીને ડોલિયા. ૧૩
અમો ભાગું રે, દુઃખ જે મોટું છે;
તમારૂં કે'વું રે, નથી કાંઇ ખોટું છે. ૧૪
ભૃગુપતિ મોટા રે, બળિની ઓથે છે;
દેવ હારે રે, બૃહસ્પતિ પોતે છે. ૧૫
બે છે સરખા રે, તો તો શી ચિંતા છે;
ઇંદ્રિ છે તેવા રે, બળના મિંતા છે. ૧૬
અમો રૂપે નાના રે, કહો ભાઇ શું કરીએ;
ભૃગુથી હારીએ રે, શુક્રને શું કરીએ. ૧૭

---

૭ વડું–ભિક્ષાપાત્ર (?) ૯ પરિસમૂહન—દર્ભવડે હોમની જગો સ્વચ્છ કરવાનો એક વિધિ. પરિસ્તરણ–હોમની જગોની આસપાસ દર્ભ પાથરવાનો એક વિધિ.

૧૬ મિંતા—મિત્ર.

ભૃગુકુળ મોટું રે, તેમાં શુક્ર સાચો છે;
તેના કુળના બ્રાહ્મણ રે, વદે ત્યાં વાચો છે. ૧૮
શુક્રે તેડચા રે, ભૃગુકુળના સર્વે;
ત્યાં શું કરવું રે, તે તો આવ્યા ગર્વે. ૧૯
ત્યારે દેવ નમિયા રે, હરિ એમ શું બોલો;
અમારાં દુઃખડાં રે, દામોદર તોલો. ૨૦
એ (તો) તમારૂં કામ રે, દેવને દુઃખ પડે;
સ્વરૂપ લેઈ શામ રે, ત્યાં તો આવી અડે. ૨૧
તરેય બ્રહ્મા બોલ્યા રે, ભૃગુકુળ શું (ચ) કરે;
દેવનો દેવ રે, કોઈથી નાજ ડરે. ૨૨
જઈ કીજે રે, કામ હરિ દેવતણું;
દુઃખ પામું રે, અમો તો દેવ ઘણું. ૨૩
ત્યારે ઊઠચા રે, શ્રીભગવાન મોટા;
નથી કોઈ એવા રે, જેમના કોઈ જોટા. ૨૪

## વલણ.

જોટા નથી કોઇ એમના, એવા ઊઠચા દેવ રે;
કવિ તેને શું કહી શકે, જેની કરે છે દેવ સેવ રે. ૨૫

## કડવું ૧૧ મું.

### રાગ રાસગ્રી.

બ્રહ્મચારીનો વેષ લઇ, ચાલ્યા છે ભગવાન;
માતાને તે કે'તા ચાલ્યા, જીતીશું બળવાન. ૧
ચિંતા કરશો નહિ તમે, કરીશું દેવને સુખ;
એમ કહીને ચાલિયા, ટાળવા દેવનું દુઃખ. ૨

---

૧૮ વાચાઓ—વાચાએ—વાણી.

નર્મદાતીરે ભૃગુકચ્છ છે, ગયા ત્યાં વામન;
ભૃગુકુળના બ્રાહ્મણ બેઠા, બળિને કે'તા ધન્ય. ૩
તારા જેવો રાજા કોઇ, થયો નથી કોઈ દિન;
દાનવમાં તેં નામ કાઢિયું, મોટું તારૂં પુણ્ય. ૪
નવાણું અશ્વમેધ કીધા, બીજા તો નવ થાય;
સોમો હવે પૂરો કરશો, દાનવનું દુઃખ જાય. ૫
પછે સ્વર્ગનું રાજ્ય પામો, થશે રૂડાં કાજ;
કુળગોર અમો તમારા, આપજો રૂડો સાજ. ૬
એમ બ્રાહ્મણ સ્તુતિ કરે છે, એવે ઉગ્યો ભાણ;
એક બાળક આવતો જોયો, થયું સહુને જાણ. ૭
તેજ તેનું અતિ અનુપમ, જોઈ લાજ્યા વિપ્ર;
માંહો માંહે વાતો કરતા, મોતીની શી છીપ. ૮
તેજ જોઇ બ્રાહ્મણ રીઝયા, એવે આવ્યા પાસ;
કમંડળ કટિમેખળા રૂડી, વળી ઘણો પ્રકાશ. ૯
તે જોઇ બ્રાહ્મણ સર્વે ઊઠ્યા, બેસાડયા ભગવાન;
તમો બાળવેષે કોણ છો, વદો આજે વાણ. ૧૦
વામનજી બોલ્યા નહિ, તેમ ઋષિ કરે વિચાર;
ત્યારે બળિરાજા બોલિયા, ભલે પધાર્યા સાર. ૧૧
આજ હું પાવન થયો, દર્શન તમારૂં પામી;
મારી તો સર્વ મટી ગઈ, હતી જે જે ખામી. ૧૨
એમ બોલી આસન આપ્યું, બેસાડયા વામન;
પૂજા કરીને પ્રસન્ન કીધા, રાજી થયા છે મન. ૧૩
પૂજાનું પાણી હાથે લીધું, મૂકયું મસ્તક સાર;
આજ હું કૃતારથ થયો, એવો મૂકયો ભાર. ૧૪
ધન્ય દેવ તમો અહીં પધાર્યા, બાકી રહ્યું નહિ કાંઇ;

વામનરૂપે વિષ્ણુ છો કે, શંકરરૂપે સાંઈ. ૧૫
એમ ઘણું ઘણું બળિ બોલ્યો, ત્યારે બોલ્યા ભગવાન;
બળિરાયનું માન રાખ્યું, કરી પછે ત્યાં સાન. ૧૬
ત્યારે માન આપ્યું રાજાએ ત્યાં, જાણ્યું જોઇએ કંઇ સાર;
માગનાર તો કહે નહિ, જણાવે નહિ વિચાર. ૧૭
રાજા બોલ્યો સુણો વામન, માગો મનનું ગમતું;
મારૂં ચિત્ત તો રાત દહાડો, યાચકથી નથી રમતું. ૧૮
હાથી આપું ઘોડા આપું, આપું ગાયો સારી;
હીરા માણક સરવે આપું, બોલો હે બ્રહ્મચારી. ૧૯
મહેલ આપું કો'તો રે'વા, રૂડો આજ રચાવી;
છાપરે તો હીરા ટાંગું, સુખ સહુ મચાવી. ૨૦
વિધ વિધના માંહી પાટ પાથરૂં, કશીદાનાં કામ;
જેથી સુખ થાય આપને, થાયે મારૂં નામ. ૨૧
પંખા કરાવું પહોચતા, સુખી થાય શરીર;
વિધ વિધ રંગના ગલીચા ને, હસ્ત કસણે હીર. ૨૨
બીજું જે માગો તે આપું, સોંપું સર્વ શરીર;
તમે વામન બોલો મુખે, ધરૂં ઝાઝી ધીર. ૨૩
તોય વામન બોલે નહિ, ત્યારે રાજા કચવાય;
કેમ મુનિ બોલે નહિ, મન શાણે સચવાય. ૨૪

વલણ.

સચવાય મન કેઈ પેરથી, એવું જોઈ બોલ્યા દેવ રે;
રાજા હું પ્રસન્ન થયો છું, કરી તમે રૂડી સેવ રે. ૨૫

## કડવું ૧૨ મું.

### રાગ મારૂ.

સેવા કરી તેથી બોલું રાય, તારૂં મન જેમ સુખી થાય;
પ્રલ્હાદના તમો પુત્ર કા'વો, પેઢી તમે તો ન લજાવો. ૧
ભૃગુકુળના બેઠા બ્રહ્મ, જેહ જાણે તમારો મર્મ;
તમે પૂજો અતિથિને સાર, એમાં કરવો તે શાનો વિચાર. ૨
હોય બુદ્ધિ તમારી ચોખી, ઇંદ્રિયો તમે તો રોકી;
'આપું છું' કહી શકો નહિ નાય, થઈ એક વાર તો હાય. ૩
એ તો તમારા કુળની રીત, તરત થાયે મને ઘણી પ્રીત;
તમે બોલાવો બે વાતે, યુદ્ધ કરવા કે દેવા સાટે. ૪
તેનો તમે કરોછો સ્વીકાર, ભૂલો 'ના'નો કહેવો પ્રકાર;
જુઓ પ્રલ્હાદ વંશી તમારા, શોભે ધ્રુવ જેવા સારા. ૫
તમારો પૂર્વજ જે હિરણ્યાક્ષ, જેની પૂરે રિપુ તો સાક્ષ;
લઈ ગદા તે હાથમાં જાણ, ગયો લઢવાને નિરવાણ. ૬
તેને યોધો મળ્યો નહિ કોઈ, મળ્યો વિષ્ણુ જોઈ સોઈ;
તેણે કપટથી જીત્યો સાર, મારી નાખ્યો પછે નિરધાર. ૭
(પણ) વિષ્ણુ કે'તા કે એવો ન કોઈ, જાણે યુદ્ધની રૂડી સોઈ;
એ વાત જાણી હિરણ્યકશિપુ, મારા ભાઇનો કોણ રિપુ. ૮
વિષ્ણુ જાણીને ગયો વૈકુંઠે, ભાઈ તેને તો કોણ કુંઠે;
જોઈ ભય પામ્યા અતિ વિષ્ણુ, ગભરાતા ઘણા જિષ્ણુ. ૯
જોઇને વસવા ન દીધા દેવે, ગયા શંકર પાસે એવે;
તેમણે પણ કહ્યો નકાર, ગયા બ્રહ્મા પાસે સાર. ૧૦
ત્યાં પણ થયું નહિ કામ, આખર પેઠા તે પેટમાં શ્યામ;

---

૯ કુંઠે—કુંઠિત કરે—શક્તિ રહિત કરે. જીષ્ણુ—જયશાળી.

ત્યારે શોધી વળ્યો તુજ વંશ, નવ જડ્યો છૂટ્યો'તો દંશ. ૧૧
તમારા પિતાની શી કહીએ વાત, જેની અતિ નિર્મળ જાત;
આવ્યા દેવતા માગવા સાર, આપ્યો જીવ ન કરી વાર. ૧૨
એવા તમારા પિતા કહીએ, તમારા ગુણ શા ગઇએ;
તમો તો છો મોટા ભૂપ, તમારૂં દાનેશ્વરી રૂપ. ૧૩
અમે માગીએ શું તમ પાસે, એવી મનમાં થાયે આશે;
પણ વળી થાય છે વિચાર, માગતાં ઉંચકવો ભાર. ૧૪
નહિ માગવું એમ મન કે'છે, દુઃખ પાછું ઊભું રે'છે;
જો તમારી હોયે મરજી, તો તો આશા પૂરે મારી હરજી. ૧૫
મારે લોભ નથી સુણ રાજા, થોડી વાત કહું છું કાજા;
મને તેટલું આપો સાર, મારે બીજો નથી વિચાર. ૧૬
મરજી હોય તો અમો માગું, ના કહેતામાં દેહને ત્યાગું;
તેનું લાગે તમોને પાપ, દેવો પડશે જમને જબાપ. ૧૭
મરજી હોય તો અમો માગું, નહિતો બ્રાહ્મણને પાગે લાગું;
મારે લોભ નથી કંઈ ઝાઝો, મારો દેહ છે રાજા સાજો. ૧૮
તમે આશ નહિ જો પૂરો, વળી કોઈ દાતાર જોઇશ શૂરો;
માગણને ખોટજ નહિ, એક ન આપે તો બીજો સહી. ૧૯
અમે સુણ્યું બળિ મોટો દાતા, તેથી આવ્યા છું ઘેર જાતા;
પૂરો આશા તો અમારી, પ્રભુ આશા પૂરે તમારી. ૨૦
આપ્યું લીધું રાય ન પો'ચે, મૂર્ખ હોય તે ઘણું શોચે;
કદી તમે કહેશો નકાર, તમારૂં યજ્ઞપુણ્ય જાશે સાર. ૨૧
તમારૂં મન થશે પ્રસન્ન, એવું અમો માગું રાજન;
બળિરાજા બોલવા જાય, તેને બોલવા ન દેતા ગુરૂરાય. ૨૨

૧૧ વળ્યો—પાછો વળ્યો. વંશ—વંશ કરનાર—હિરણ્યકશિપુ.
૧૬ કાજા—કાજ(ની).(?)

એમ વામનજી કરતા તાલ, રાજા સમજે નહિ જે સાલ;
રાજા દાનેશ્વરી છે મોટો, તે તો વિચાર લાવે ન ખોટો. ૨૩
જેણે યજ્ઞ કર્યા છે અપાર, તે કેમ માગણ વાળે સાર;
પછે રાજા બોલ્યો મુખ, તમારૂં અમો ટાળું દુખ. ૨૪

વલણ.

દુઃખ ટાળું અમો આજે, બોલો વામનરૂપ રે;
ત્યારે હરખ ધરી શું ઓચરે, સુણો ત્રિભોવનભૂપ રે. ૨૫

## કડવું. ૧૩ મું.

## રાગ સામેરી.

મારે જોઇએ ન કાંઇ મોટું રે, જોઇએ વાસ કરી માંહી લોટું રે;
આશ્રમ કરવાને કાજે રાજા રે, જોઇએ કાંઇ પૃથ્વીની માઝા રે. ૧
જોઇએ ત્રણ ડગલાં તો ભોમ રે, તમારૂં પુણ્ય તપો રહે સોમ રે;
એટલું આપો તો રીઝે મન રે, ત્યારે બોલ્યો શું રાજન રે. ૨
અરે બાળક હું તો જાણું રે, તું તો જ્ઞાનનો હઇશ ભાનુ રે;
પણ નાદાન છે તું મૂર્ખ રે, કાંઈ વિચાર કરતો ન પુર્ખ રે. ૩
અલ્યા એટલું તો ગરીબ આપે રે, તેમાં મન શું સંતાપે રે;
માગ્ય મારી પાસે ગામ રે, માગ્ય મનગમતું તો દામ રે. ૪
વળી ઇચ્છા મનની હોય રે, આપું દ્વિપ કે દેશ સોય રે;
અમો પૃથ્વીના છું રાજા રે, અમારી માને છે દેવ માઝા રે. ૫
તે તું બાળક જાણે ન કાંઈ રે, બુદ્ધિ નથી અલ્યા તારા માંહી રે;
તેં નથી દાન તો દીઠાં સારાં રે, તારાં મન નથી દીસતાં સારાં રે. ૬
હું આપું કદી દાન રે, તે તો થાય છે દેવ સમાન રે;

---

૨૫ ત્રિભોવનભૂપ–ત્રણ ભુવનનો રાજા–બલિ.
૩ પુર્ખ—અર્થાત્ પુરૂષના જેવો.

એવું માગો તમે બટ્ટક રે, આવું બોલો છો શું ભટ્ટક રે. ૭
જ્યારે માગવું ત્યારે શું બાકી રે, એમ માગતાં શું ગયા થાકી રે;
ત્યારે વામન બોલ્યા હાકી રે, આપવામાં તો નથી કંઇ બાકી રે. ૮
પણ અમે સમજીએ છીએ જ્ઞાન રે, અમે ઓળખ્યા છે ભગવાન રે;
તેથી તૃષ્ણા નથી કાંઇ ઝાઝી રે, નથી જોઇતા હાથી ને વાજી રે. ૯
મોટા પૃથુ જેવા રાજા રે, ધનની ધારી ગયા નહિ માઝા રે;
તો તું અને હું તે કોણ રે, આજ દાની ને દાતા ઓણ રે. ૧૦
માટે માગ્યું તેટલું આપો રે, લોભ ઝાઝો નથી કેમ તાપો રે;
જો ત્રણ ડગલાંએ થાય ન તૃપ્તિ રે, હાથી ઘોડાની શી સંપત્તિ રે. ૧૧
એની મેળે મળી આવે જેહ રે, અમો તો લઇએ છીએ તેહ રે;
બીજો લોભ અમે કેમ કીજે રે, એથી દેવ તો નવ રીઝે રે. ૧૨
સંતોષમાં છે ઘણું સુખ રે, અસંતોષીને છે દુ:ખ રે;
એ તો અમો સારી પેઠે જાણું રે, તો દ્રવ્યને કેમ નાણું રે. ૧૩
જે બ્રાહ્મણ હોય ન લોભી રે, તેની જાણજો દેહ શોભી રે;
હોય લોભી તે તો લુંટાય રે, જમને ત્યાં તો કૂટાય રે. ૧૪
એમ અમે કરીએ કેમ રે, અમારો છોડું નહિ નેમ રે;
ત્રણ પગલાંથી થશે પૂરૂં રે, મારૂં કામ ન રહે અધૂરૂં રે. ૧૫
તો વધારે શે કાજ માગું રે, મળે વધારે તે ક્યાં ત્યાગું રે;
ત્યારે બ્રાહ્મણ કરે વિચાર રે, લોભી બોલતા કંઇ સાર રે. ૧૬
કરે આણસારા તો ત્યાંહી રે, લઇ આપજે અમને જ્યાંહી રે;
તેના સામું તે નવ જોતા રે, જેને લોભ ઝાઝા નો'તા રે. ૧૭
પછે રાયશુ બોલ્યા દેવ રે, કેમ આપો છોજી એવ રે;
નહિ તો જાઉંછું અમો પાછા રે, અમે તો છીએ ભાઇ સાચા રે. ૧૮

---

૭ ભટુક-ઝટ લેઇને-વગર વિચાર્યો. ૯ વાજી-ઘોડા. ૧૩ નાણું-પારખું.

તેવા તમે થાવ સાચા રે, જેથી અમે જઇએ રાચ્યા રે;
બળિરાજા બોલ્યા ઠીક રે, ભરી લ્યો ભૂમિ તજી બીક રે. ૧૯
જ્યાં મરજી હોય ત્યાં આપું રે, વામન કહે શે સંતાપું રે;
તમને દિક્ષા લીધેલા જાણું રે, અહીં આપો એમ હું માનું રે. ૨૦
લીધું પાત્ર ત્યારે રાયે રે, મંત્ર બોલ્યા વામન સાચે રે;
આપવાને દાન નરેશ રે, બાંધ્યા શિરના છૂટા કેશ રે. ૨૧
પૃથ્વી આપવાને થયા રાજી રે, ત્યારે શુક્ર તો બોલ્યા સાજી રે;
જે ત્રણ કાળનું તો જાણે રે, તે તો સુખે ભોગ ન માણે રે. ૨૨
રાય મારી સાંભળ વાણ રે, કંઇ વિચાર કરજે જાણ રે;
મારૂં સાંભળ્યા વિના આપ્ય રે, તું વ્હોરી લે છે સંતાપ રે. ૨૩
તેથી મને થાય છે તાપ રે, મારૂં માનવું પડશે બાપ રે;
અમો તારે કાજે કહીએ રે, તમો માની અમારૂં રહીએ રે. ૨૪

વલણ.

અમારૂં માનો રાજા મોટા, થાયે તો તો કામ રે;
તને છળવાને આવિયા, છે આ સુંદરશ્યામ રે. ૨૫

## કડવું ૧૪ મું.

રાગ ગોડી.

અલ્યા રાજ્ય લેશે એ તો તારૂં, રાય માન્ય કહ્યું તું તો મારૂં;
હું તો કહુ છું તારે કાજે, વામન ઇશ્વિરનું રૂપ રાજે. ૧
કશ્યપની અદિતિ નાર, તેનો જાણજે એહ કુમાર;
એ તો દેવને કાજે આવ્યો, એને દાનવ તો નથી ભાવ્યો. ૨
તેં તો કર્યું કબુલ જે સાર, તેનો કર્યો નહિ વિચાર;
અમને પૂછ્યું નહિ લગાર, હવે જાશે તારો ભાર. ૩
એ તો નિશ્ચે તુજને નડશે, તારી ઉપર એ તો ચઢશે;

૨૨ સાજી-સજીને.

મૂઢ જાણ્યો નહિ કંઈ મર્મ, વિષ્ણુનો કૂડો ધર્મ. ૪
એને દેવની કરવી પક્ષ, તે તું જાણે નહિ શો દક્ષ;
તારી લક્ષ્મીને એ લેઈ, ઐશ્વર્ય સુદ્ધાં ઇંદ્રને દેઇ. ૫
પછે વૈકુંઠ જાશે જાણ, તું સમજ્યો નહિ અજાણ;
તમને કહીએ શું રાય આજ, તેં તો બગાડ્યું સર્વ કાજ. ૬
એ તો વધારશે રૂપ મોટું, તારૂં બોલ્યું કરશે ખોટું;
એક પગલે લેશે પૃથ્વી, એની વાત છે અવનવી. ૭
બીજે પગલે લેશે સ્વર્ગ, તારો હરી લેશે ગર્વ;
ત્રીજું પગલું માગશે એ તો, રાય ચેતાવું છું ચેતો. ૮
લઈ સર્વને નરકે નાખે, આપ્યું નહિ એવું ભાખે;
તેની સમજણ તો કંઇ રાખો, આ તો કીધો છે તેં શાખો. ૯
જેથી ખાવાનું જાય ટૂટી, તેવું આપતાં જાઓ રૂઠી;
એમ મુનિ સહુ કે'છે, દાન તે દાનની રીતે રે'છે. ૧૦
એવું આપવું નહિ રાજા, જેથી જાયે આપણી માઝા;
અમો તારે કાજે બોલું, દાનવનું ઠીક થયેથી ડોલું. ૧૧
ધન મળેછે મહાદુઃખે, તેને વાવરો રાજા સુખે;
દાન આપેથી શું પામો, ઊભો અરિ આવી જો સામો. ૧૨
કંઈ કરીએ વિચાર રાય, આપો નહિ એમ ન કહેવાય;
આપવું હોયે શક્તિ સારી, એવી રાજા છે મતિ મારી. ૧૩

સમસ્યા.

ઝાડ નહિ ને નિપજે, ફૂલ ફળ તો અવિચાર;
ચતુર હશે તે ચેતશે, કરી જોતાં વિચાર. ૧૪

ઉત્તર—સત્ય.

પાણી કોઈ પાયે નહિ, નહિ ઝાડ ને રોપ;

મૂળ ખરૂં છે જાણજો, દેવવાણીથી લોપ. ૧૫

ઉત્તર—અસત્ય.

એવું શું છે અવનવું, જે કે'વાથી જાય;
સુખ સંપત ને ધન ઘણું, કરપી સમ નવ ખાય. ૧૬

ઉત્તર—હા.

અક્ષર એક એવો સહી, કહિયે ચતુર સુજાણ;
નિંદા થાયે લોકમાં, સુખ પામે નિરવાણ. ૧૭

ઉત્તર—ના.

વેલો એક દીઠો અમે, પંચ ચક્ષુ પરમાણ;
ષટ્ પગ ને કર અષ્ટ છે, જાણે જાણ સુજાણ. ૧૮

ઉ૦—બળિ, કૃષ્ણ અને શુક્ર.

કીડીનો કુંજર થયો, વિપરિત એ તો વાત;
વેદપુરાણે સાંભળ્યું, મુનિ કરત વિખ્યાત. ૧૯

ઉ૦—વામનનું વૈરાટરૂપ.

તૃણથી કો' શું નિપજે, તૃણે વાળિયો ઘાણ;
એ તૃણ દાખો ચતુર નર, નિકર કહું પાષાણ. ૨૦

ઉ૦—ત્રણ ડગલાં પૃથ્વી.

ધનુષ્ય બાણ લઇ હાથમાં, સૂતો માને પેટ;
ઝોળી વાળી જન્મતાં, એથી છે સૌ હેઠ. ૨૧

ઉ૦—વામન.

રાગ ચાલતો.

માને તો મનાવું હુંય, આપ્યા પછી લેશો શુંય;
નિશ્ચય રાજ્ય તો તારૂં જાય, મારૂં માનો રૂડા રાય. ૨૨
આપવું તેની છે અવધિ, તેના શાસ્ત્રે કહ્યા છે વિધિ;
તારૂં થાયે સારૂં જેમ, અમો તો ભાઇ વાંચ્છું તેમ. ૨૩

કહી દે ઝટ રાય નકાર, જેથી થાયે સર્વે સાર;
તે સુણીને બોલ્યો રાય, મારૂં પણ ક્યમે નવ જાયે. ૨૪

વલણ.

પણ જાયે નવ મારૂં માનો, કહે રાજાજી પાવન રે;
રાજ્ય જાય તો ભલે જાયે, પણ મનાવું વામન રે. ૨૫

## કડવું ૧૫ મું.

રાગ આશાવરી.

ગુરૂજી છે વાત સાચી, ગૃહસ્થનો એ ધર્મ;
ધન સંચય કરવું ખરૂં, જે જાણે તેનો મર્મ. ૧
હું પુત્ર છું પ્રલ્હાદનો, તે ક્યમ કહું નકાર;
સત્ય વાણી હું વદું, જેથી પામું સાર. ૨
દાતારને મન ધન કશું, પંડિતને મન વાણ;
તેમ ગુરૂ મારે કરવું, કીજે તમને જાણ. ૩
મુઆ પછી મળે નહિ, તે જીવતાં તજું હુંય;
જાણું છું જે ગુરૂ મારા, સાથે આવે છે શુંય. ૪
બ્રાહ્મણને જે આપવું, તે પુણ્યકેરૂં કામ;
આપીશ કહીને ના કહેવું, ચાલે નહિ એ હામ. ૫
મુઆ પૂઠે નહિ કામનું, રાજ્ય પાટ ને ધન;
શામાટે ગુરૂજી મારૂં, ત્યારે ચોરૂં મન. ૬
બ્રાહ્મણ માગે રજ જેટલું, આપવું ઘણું સાર;
નરકમાંથી બ્રાહ્મણ તારે, સુણ્યો અમે વિચાર. ૭
તો પછી હું કેમ નાજ આપું, બોલો મારા દેવ;
આજ હું તો રૂડે પ્રકારે, કરૂં વામનસેવ. ૮

૩ વાણ—વાણિ.

મધુકૈટભે યુદ્ધ આપ્યું, એવા તે દાનવ;
તમે કહ્યા તે ધર્મ પાળશો, મહીતણા માનવ. ૯
અમો તો એક વાણ બોલું, બીજું નહિ ઋષિરાય;
આપવું તે તો આપવું, હવે થનારૂં તે થાય. ૧૦
અપાર દાનવ થઈ ગયા, જેણે મેલ્યાં રાજ્ય;
નામ ને નિશાની નહિ, રહ્યું કીર્ત્તિ કાજ. ૧૧
પાત્ર મળવું કઠણ, દાતાર મળશે જાણ;
દાતારને શું કરી શકે, પાત્ર હોય અજાણ. ૧૨
દાતાર એ તો આપશે, લેનાર લેશે કેમ;
દાતારનું તો ક્ષેમ કરીને, માગણ મૂકે નેમ. ૧૩
તમે કહોછો વિષ્ણુ છે, તો એવો માગણ કોણ;
નથી કાને સાંભળ્યો, આવ્યો છે એ ઓણ. ૧૪
તમે એને પ્રસન્ન કરવા, કરો મોટા જાગ;
તો હું કેમ નકાર ભણું, ભલે થાયે ત્યાગ. ૧૫
આ બ્રાહ્મણરૂપ વિષ્ણુ, દેશે મુજને દુઃખ;
હું એને નહિ મારૂં, બ્રાહ્મણ જોઇ મુખ. ૧૬
જો એની મરજી એમ છે, મને દેવું દુઃખ;
તો ક્યાંથી ગુરૂજી મળશે મુને, અતિશે તો સુખ. ૧૭
જો યુદ્ધ કરવા આવિયો, વિષ્ણુ કે બીજો દેવ;
તો તેની અમો કીજે, રૂડી કે ભુંડી સેવ. ૧૮
બ્રાહ્મણ રૂપે આવિયો, માટે દેઉં દાન;
લઇ લઇને કેટલું લેશે, હશે કદી ભગવાન. ૧૯
ત્યારે શુક્રાચાર્ય કોપિયા, હે મૂઢ મારૂં માન;
નહિતો તુજને શાપ દેઉં, દેખે જેમ ભગવાન. ૨૦

અલ્યા બળ તારૂં અમથકી, અમે વધાર્યું પુણ્ય;
નહિ તારૂં જાણશે અલ્યા, કેટલું છે ન્યૂન. ૨૧
ના કહી જ્યારે રાયજી, ત્યારે દીધો શાપ;
તારી લક્ષ્મી જાશે આજે, પામીશ તું સંતાપ. ૨૨
તેં મારૂં પણ માન્યું નહિ, ગુરૂ ખીજ્યા સાર;
તે વાતનો કરિયો નહિ, બળિરાયે વિચાર. ૨૩
નારી પાસે ઊભી છે, વિંધ્યાવળી જે નામ;
તેને રાજાએ કહ્યું, પાણી લાવો આમ. ૨૪

વલણ.

પાણી લાવો પદ્મિની, પૂજીએ ભગવાન રે;
કોટરા તો કળકળે છે, શું કરે રાજાન રે. ૨૫

## કડવું ૧૬ મું.

### રાગ વેરાડી.

કોટરાને કાઢી બા'ર, સહુ દેવાને થયો તૈયાર;
તે જોઇને રીઝયા દેવ, વખાણતા બળિને એવ. ૧
ભાઈ જાણે છે એ વાત, છે અરિ વિષ્ણુ સાક્ષાત;
તોય મન નથી કરતો પાછું, ધન્ય ધન્ય બળિનું સાચું. ૨
એવો દાનેશ્વરી નહિ કોઈ, દેવ ઊભા જોતા સોઈ;
પૂજ્યા વિષ્ણુને જેવારે, દુંદુભિ ગડગડિયાં ત્યારે. ૩
કરી ફૂલની વૃષ્ટિ દેવે, બળિરાજા વામનને સેવે;
લીજે દાન કહે ભૂપાળ, ત્યારે ફરતો નાનો બાળ. ૪
થયું વિરાટરૂપ તે વાર, પશુ પક્ષી સમાયાં સાર;
હોમ કરનાર ને બીજા સહુ, રૂપ જોઇને બીધ્યા બહુ. ૫
દેવ દાનવ દેખે દેહ, એવું વામનનું રૂપ જેહ;

સહુ જગત માંહી સમાયું, તોય મન રાયનું ન ભમાયું. ૬
આપવું એવો નિશ્ચે મનમાં, રાજા ભય નવ માને તનમાં;
એવો દાતાર નહિ કોઈ ભાઈ, જદુવર સાથે છે સગાઇ. ૭
એક દાતાર બળિ છે મોટો, એના જોયો નહિ કંઇ જોટો;
એનાથી હારે દાનવ દેવ, એવા દાતારની કરૂં સેવ. ૮
જ્યારે વિરાટરૂપ તો લીધું, ત્યારે પાસેનું સહુ બીધ્યું;
એવે ભગવાનનાં જે અસ્ત્ર, તે તો આવ્યાં ત્યાંહી સમસ્ત. ૯
આવ્યા પાર્ષદ નામે નંદ, બીજા મોટા જે સુનંદ;
આવ્યાં આભૂષણ તમામ, જોઈ બળિની ન ગઇ હામ. ૧૦
દાતાર તે દાનથી કાંપે, એ કરપી હોય તે ચાંપે;
એક પગથો તો ભરતા પૃથ્વી, વાત કરતા બીજી નવી. ૧૧
શરીરથી ભર્યું આકાશ, હાથથી ભરી દિશ પ્રકાશ;
બીજા પગલાને માટે બોલ્યા, આપો આપો કહીને ડોલ્યા. ૧૨
ત્યારે રાજા બોલ્યો બળિ, સ્વર્ગમાં એ તો લ્યો ભરી;
ત્યારે વિષ્ણુ કે' ઇંદ્રનું રાજ્ય, તે તું આપે કેમ મા'રાજ. ૧૩
બળિ કે' ઇંદ્રિ છે દાસ મારો, તેથી લીજે સ્વર્ગ સારો;
વારૂં કહીને ભર્યું ત્યાં પગલું પછી ખૂટ્યું છે એક ડગલું. ૧૪
ગયો ઉંચો પગ જે જાણ, પહોચ્યો બ્રહ્માદેશ નિરવાણ;
જોઈ વિષ્ણુનો પગ બ્રહ્મા, એવા દીઠેલા બહુ સમા. ૧૫
તેથી પૂજવાને આવ્યા પાગ, છે મનમાં ઘણો અનુરાગ;
સત્ય લોકે વસતા લોક, તેના ટળી ગયેલા શોક. ૧૬
તે પણ પૂજવાને ત્યાં આવ્યા, હરિના પાદ સૌને ભાવ્યા;
ધન્ય ધન્ય કહે સહુ દેવ, કરતા પાદતણી ત્યાં સેવ. ૧૭
પુષ્પ ચંદન ને સુગંધ, તેણે ચર્ચ્યો પાદના બંધ;

ધૂપ દીપ ને આરતી કરી, જાણે રીઝે એમ પર હરિ. ૧૮
એમ આનંદ થયો ઉદે, થયા સત્ય લોક તો મુદે;
જોઈ વામનકેરૂં રૂપ, આવ્યા રાક્ષસકેરા ભૂપ. ૧૯
એણે હરણ કર્યું છે સર્વ, એને મન વશિયો છે ગર્વ;
આપણો સ્વામી બેઠો યજવા, પણ કર્યું રિપુને નવ ભજવા. ૨૦
તેને છેતર્યો વિષ્ણુએ આજ, ધારે કરવા દેવનું કાજ;
આપણો સ્વામી મહાપવિત્ર, એનાં મોટાં છે ચરિત્ર. ૨૧
એને જૂઠું વદો એમ કહેવું, એ તો આપણું સારૂં ન લહેવું;
મારવો વામનને આજ, પછે લેશે શું આપણું રાજ. ૨૨
એમ દાનવં તો દડબડિયા, તોય રાજાના હડબડિયા;
નથી મરજી બળિની તોય, ગયા મારવા વામન જોય. ૨૩
તે જોઈને દાનવ ત્યાંય, હરિ પાર્ષદ ઊઠ્યા ત્યાંય;
દાનવનો વાળ્યો ઘાણ, ત્યારે બળિરાય બોલ્યો વાણ. ૨૪

વલણ.

બળિરાજા વાણિ વદે, સુણો સહુ અસુર રે;
કાળ નથી આ આપણો, થશો નહિ કોઈ શૂર રે. ૨૫

કડવું. ૧૭ મું.

રાગ કાળીંગડો.

માનો સામંત મારૂં આજ, કહું છું સાચું રે;
આજ કાળ છે એમનો સાર, નથી કાંઇ કાચું રે. ૧
એવું સુણી ગયા દાનવ, કાંઇ નવ ચાલ્યું રે;
પાતાળમાં પૂરાય સર્પ, મન નવ મા'લ્યું રે. ૨
એવે ગુરૂજી આવ્યા ધાઇ, બાંધ્યો રાજા રે;

---

૧૮ ચર્ચ્યો-પૂજ્યો. ૧૯ મુદે-હર્ષિત.

સહુ જગત માંહી સમાયું, તોય મન રાયનું ન ભમાયું. ૬
આપવું એવો નિશ્ચે મનમાં, રાજા ભય નવ માને તનમાં;
એવો દાતાર નહિ કોઇ ભાઈ, જદુવર સાથે છે સગાઇ. ૭
એક દાતાર બળિ છે મોટો, એના જોયો નહિ કંઇ જોટો;
એનાથી હારે દાનવ દેવ, એવા દાતારની કરૂં સેવ. ૮
જ્યારે વિરાટરૂપ તો લીધું, ત્યારે પાસેનું સહુ બીધ્યું;
એવે ભગવાનનાં જે અસ્ત્ર, તે તો આવ્યાં ત્યાંહી સમસ્ત. ૯
આવ્યા પાર્ષદ નામે નંદ, બીજા મોટા જે સુનંદ;
આવ્યાં આભૂષણ તમામ, જોઈ બળિની ન ગઇ હામ. ૧૦
દાતાર તે દાનથી કાંપે, એ કરપી હોય તે ચાંપે;
એક પગથી તો ભરતા પૃથ્વી, વાત કરતા બીજી નવી. ૧૧
શરીરથી ભર્યું આકાશ, હાથથી ભરી દિશ પ્રકાશ;
બીજા પગલાને માટે બોલ્યા, આપો આપો કહીને ડોલ્યા. ૧૨
ત્યારે રાજા બોલ્યો બળિ, સ્વર્ગમાં એ તો લ્યો ભરી;
ત્યારે વિષ્ણુ કે' ઇંદ્રનું રાજ્ય, તે તું આપે કેમ મા'રાજ. ૧૩
બળિ કે' ઇંદ્ર છે દાસ મારો, તેથી લીજે સ્વર્ગ સારો;
વારૂં કહીને ભર્યું ત્યાં પગલું પછી ખૂટ્યું છે એક ડગલું. ૧૪
ગયો ઉંચો પગ જે જાણ, પહોચ્યો બ્રહ્માદેશ નિરવાણ;
જોઈ વિષ્ણુનો પગ બ્રહ્મા, એવા દીઠેલા બહુ સમા. ૧૫
તેથી પૂજવાને આવ્યા પાગ, છે મનમાં ઘણો અનુરાગ;
સત્ય લોકે વસતા લોક, તેના ટળી ગયેલા શોક. ૧૬
તે પાગ પૂજવાને ત્યાં આવ્યા, હરિના પાદ સૌને ભાવ્યા;
ધન્ય ધન્ય કહે સહુ દેવ, કરતા પાદતણી ત્યાં સેવ. ૧૭
પુષ્પ ચંદન ને સુગંધ, તેણે ચર્ચ્યા પાદના બંધ;

ધૂપ દીપ ને આરતી કરી, જાણે રીઝે અમ પર હરિ. ૧૮
એમ આનંદ થયો ઉદ્દે, થયા સત્ય લોક તો મુદ્દે;
જોઈ વામનકેરૂં રૂપ, આવ્યા રાક્ષસકેરા ભૂપ. ૧૯
એણે હરણ કર્યું છે સર્વ, એને મન વશિયો છે ગર્વ;
આપણો સ્વામી બેઠો યજવા, પણ કર્યું રિપુને નવ ભજવા. ૨૦
તેને છેતર્યો વિષ્ણુએ આજ, ધારે કરવા દેવનું કાજ;
આપણો સ્વામી મહાપવિત્ર, એનાં મોટાં છે ચરિત્ર. ૨૧
એને જૂઠું વદો એમ કહેવું, એ તો આપણું સારૂં ન લહેવું;
મારવો વામનને આજ, પછે લેશે શું આપણું રાજ. ૨૨
એમ દાનવ તો દડબડિયા, તોય રાજા ના હડબડિયા;
નથી મરજી બળિની તોય, ગયા મારવા વામન જોય. ૨૩
તે જોઈને દાનવ ત્યાંય, હરિ પાર્ષદ ઊઠ્યા ત્યાંય;
દાનવનો વાળ્યો ઘાણ, ત્યારે બળિરાય બોલ્યો વાણ. ૨૪

વલણ.

બળિરાજા વાણિ વદે, સુણો સહુ અસુર રે;
કાળ નથી આ આપણો, થશો નહિ કોઈ શૂર રે. ૨૫

કડવું. ૧૭ સું.

રાગ કાળીંગડો.

માનો સામંત મારૂં આજ, કહું છું સાચું રે;
આજ કાળ છે એમનો સાર, નથી કાંઇ કાચું રે. ૧
એવું સુણી ગયા દાનવ, કાંઇ નવ ચાલ્યું રે;
પાતાળમાં પૂરાય સર્વ, મન નવ મા'લ્યું રે. ૨
એવે ગુરૂજી આવ્યા ધાઇ, બાંધ્યો રાજા રે;

૧૮ ચર્ચ્યો–પૂજ્યો. ૧૯ મુદે–હર્ષિત.

થયો અનરથ ત્યાં અપાર, રહી નહિ માઝા રે. ૩
જ્યારે બાંધ્યો બળિ ભગવાન, થયો હોકારો રે;
થાય આ તો કાળો કેર, પડતો પોકારો રે. ૪
તોય માને નહિ ગરૂડ, રાજા બાંધ્યો રે;
વરૂણ પાશથકી ભગવાન, સારો સાંધ્યો રે. ૫
પછે બોલ્યા છે ભગવાન, દાનને આપો રે;
બે પગલાં લીધાં જાણ, કષ્ટને કાપો રે. ૬
અમો બ્રહ્મચારી છું જાણ, અમારૂં આપો રે;
થાય રાજા તને પુણ્ય, કષ્ટને કાપો રે. ૭
તેં તો જોયું છે તારી આંખ, ગયું સહુ તારૂં રે;
રાય તારાથી તો આજ, પૂરૂં પડ્યું નહિ મારૂં રે. ૮
હવે ત્રીજું પગલું આપ્ય, નહિ તો જા નરકે રે;
બીજો ઉપાય નથી રાય, રડે તું તો રખે રે. ૯
તારા ગુરૂએ કહ્યું છે જાણ, નાખશે નરકે રે;
તારા ગુરૂએ કહ્યું છે જાણ, શોણે તું હરખે રે. ૧૦
દાન આપતાં લાગે વાર, નરકે જાઓ રે;
નહિ તો આપો અમારૂં ધન, ખુશી થાઓ રે. ૧૧
આપીશ કહીને બોલે જૂઠ, તેથી દુઃખ પામો રે;
હવે બગડ્યાં જાણો સાર, તમારાં કામો રે. ૧૨
આપીશ કહીને નવ દેય, તે થાય દુઃખી રે;
તું તો મોટો હતો રાય, ધનનો સુખી રે. ૧૩
આપ્ય થાય છે મને વાર, વધારે શું કહીએ રે;
અમે ઊભા માગણ સાર, સુખે કેમ રહીએ રે. ૧૪

---

૩ એવે ઈ૦—રાજાને હરિના સેવક ગરૂડે બાંધ્યો તે જોઇને શુક્રાચાર્ય ગુરૂજી આવ્યા.

ત્યારે બળિરાજા બોલ્યો બોલ, શો સંતાપો રે;
કર્યું કપટ તમે ભગવાન, અમને શાપો રે. ૧૫
નાનારૂપે માગ્યું જાણ, મોટું રૂપ ધાર્યું રે;
એમ છેતરપંડીએ સાર, પાડ્યું બારૂં રે. ૧૬
એ તો તમારી નહિ રીત, દાતા કેમ બોલે રે;
પણ અમો આપવા છું તૈયાર, તનડા તોલે રે. ૧૭
લઇ લઇને લેશો શું, આજે તમે દેવા રે;
હું તો પામ્યો છું અપાર, તમારી સેવા રે. ૧૮
નવ બીવડાવ્યો હું જાઉં, ધ્યાન ન મૂકું રે;
ધર્યો ટેક મેં જે [તે] સાર, તે નવ ચૂકું રે. ૧૯
ભલે નીચે આવે ભાણ, તોય હું દાતા રે;
હરિ પામશો તમે આજ, પગલાં પાતા રે. ૨૦
વારૂં હવે એક પગલું જાણ, તમારૂં ખૂટે રે;
તેથી રાજા બળિ જાણ, સત્યે ન છૂટે રે. ૨૧
જીતી લીધા ત્રણે લોક, જેણે બળથી રે;
તે તો બીહે શું ભગવાન, તમારે છળથી રે. ૨૨
હવે ગયુંછે રાજ્ય જાણ, તોય હું આપું રે;
તમને લજાવું આજ, ઉલટા શાપું રે. ૨૩
તો તો બળિરાજા મારૂં નામ, તમે જાણો રે;
ધન્ય ધન્ય દિવસ આજ, સુખડાં માણો રે. ૨૪

વલણ.

સુખડાં માણો કૃષ્ણજી, દાતાને શું નૂન્ય રે;
આપુંછું લેજો વિઠલા, પ્રલ્હાદકેરૂં પુણ્ય રે. ૨૫

---

૨૦ પાતા–હે રક્ષણ કર્તા! ૨૫ નૂન્ય—ન્યૂન.

## કડવું ૧૮ મું.

### રાગ મારૂ.

લક્ષ કરતાં પાળક મોટો, તમારાથી થાય ન ખોટો;
તે હું આજે ઊભો આંહી, માગો જે જોઇએ તે જ્યાંહી. ૧
મારે માથે મૂકો પાગ, થાય તમારૂં મન અનુરાગ;
એટલે પગલાં થાશે ત્રણ, રીઝશે દાની રૂડો જન. ૨
અમારા તમે છો અરિ, તો પીશું અમે ભરી;
કરો દાનવને તમે છરી, વગ કરો છો તમે નરી. ૩
તોય અમે માનીએ ભાર, દુષ્ટતાને છોડાવા સાર;
ભગવાન આવે માગવા, એવા ગ્રહ તે ક્યાં જાગવા. ૪
એ તો પ્રલ્હાદકેરૂં પુણ્ય, આજ રહિ નહિ કાંઈ નૂન્ય;
અમે બતાવ્યું છે ઠામ, કરી લો તમે પ્રભુ કામ. ૫
પછી નરકમાં શે નાખો, બાકી તમારૂં નવ રાખો;
એવે પ્રલ્હાદ આવ્યા ભોમે, જાણે દિનકર ઊગ્યા સોમે. ૬
તેમને મસ્તકથી નમ્યો બળિ, કાંજે બાંધેલો છે છળી;
નમ્યા પ્રલ્હાદ પ્રભુને ત્યાંય, સારૂં કીધું પ્રભુ આંય. ૭
એને ઇંદ્રપદ આપ્યું તું જાણ, લીધું તમે જગના ભાણ;
એને થયો'તો જે ગર્વ, તમે છોડાવ્યો તે સર્વ. ૮
હવે બંધ કેમ એ સે'શે, ભક્ત તારો દુઃખી કેમ રે'શે;
અમો કહીએ તમારે લીધે, ભક્ત કારજ આ નવ સીધે. ૯
તેથી તમારી જો મરજી, સૂઝતું કીજે તે તમે હરજી;
એમ બ્રહ્મા આદિક બોલે, તેનો તોલ હરિ તો તોલે. ૧૦

---

૧ લક્ષ ઇ૦—લાખ કરતાં પણ લાખનો પાળક ( રાજા ) મોટો છે.
૧૦ સૂઝતું ઇ૦—હે હરજી ! હવે તમને સૂઝતું હોય તે કરો.

એવી સ્તુતિ કરે છે નારી, વિંધ્યાવળી ને કોટરા કારી;
તે સર્વેનું માન્યું સાર, પછે બોલ્યા દેવ દાતાર. ૧૧
એના સત્યથી થયો છું રાજી, તેથી બોલું છું હું ગાજી;
જે ઇંદ્રને નવ આપ્યું, તે તો એને કાજે થાપ્યું. ૧૨
સાવર્ણિમન્વંતર માંહી, થશે રાજા એ તો જ્યાંહી;
ઇંદ્રપણાનો થશે અધિકાર, એમ કરતાં દેવ ઉચ્ચાર. ૧૩
ત્યાં સુધી રહેશે સુતળ માંય, જ્યાં કાંઈ દુઃખ ન થાય;
વળી હું થઇશ એનો દ્વારપાળ, એવો છે કોઇ ભૂપાળ. ૧૪
પછે ઇંદ્રને આપ્યું સ્વર્ગ, સુતળે કર્યો બળિનો વર્ગ;
એવા દેવ દયાળ છે મોટા, જેના કોઈ નથી ભાઈ જોટા. ૧૫
લીધું તેથી બમણું દીધું, એમ રાયનું કારજ કીધું;
માટે ભાવ ધરીને સેવો, દેવ નથી એના જેવો. ૧૬
કાંઇ લીધું નથી ભાઇ એણે, ગર્વ ટાળિયો છે જેણે;
ઉપાધિ સર્વ મટાડી, આપી મુક્તિ દુઃખ ટાળી. ૧૭

રાગ ફેર.

નરસંઈ મેહેતાનું કારજ કરવા, ગયા છે ભગવાન રે;
પાણી પાયું મોસાળું કીધું, લીધાં ભક્તને કાજે દાન રે. ૧૮
સુદામાનું દુઃખ જો કાપ્યું, નામાની જીવાડી ગાય રે;
તુકારામને દર્શન દીધું, મીરાંની કરી છે સાય રે. ૧૯
એવા દેવ દયાળ છો મોટા, કરો વીરજીને સાય રે;
તારો ગુણ તો કવિ વીરજી, ગાજી ગાજી ગાય રે. ૨૦

---

૧૧ કારી–કારમાં કામ કરનારી ?) ૧૪ સુતલ–ત્રીજું પાતાળ. ૧૫ વર્ગ ક૦–બલિરાજાનો વર્ગ જે દાનવાદિ તેમનો નિવાસ સુતલમાં કર્યો.
૧૮ પાણી પાયું–નરસંઇ મેહેતો તરસ્યો હતો તેને કૃષ્ણે પાણી પીવાનું આણી આપ્યું હતું.

સંવત અદ્વૈત સાગર સાતે, ત્રીગુણને આકાશ રે;
આદિમતમ ગ્રંથ પૂરણ કીધો, શ્રાવણ એકાદશી ઉજાસ રે. ૨૧
શુકરવાર તો સારો ભાઈ, બળિરાયના ગુણ ગાયા રે;
ગ્રંથ સંખ્યા પાંચસેં પૂરણ, પદબંધ કરીને ગાયા રે. ૨૨
કડવાં અઢાર છે પૂરાં, જુજવા રાગ ને ઢાળ રે;
તાપીનું તટ અતિ પાવન, ફરે ઘણા જ્યાં મરાળ રે. ૨૩
ચાતુરવેદી મોઢ જ્ઞાતિ, બ્રાહ્મણજાતિ સાર રે;
દક્ષિણદેશ બરાનપુરમાં, પડિયો સારો ભાર રે. ૨૪
વિદ્યાઅર્થે વટપુર સેવ્યું, ગુરુનું કેવું ન નામ રે;
બરાનપુરના વાસી તેથી, બરાનપુરામાં મુકામ રે. ૨૫
ગુરુકૃપાથી કવિકૃપાથી, મિત્રકૃપાથી સાર રે;
કવિ વીરજી તો કવિતા કરતો, જાણે ન સાર અસાર રે. ૨૬
આખ્યાન બળિરાજાકેરું, ગાય તે પામે પાર રે;
અવતરવું ને મરવું છૂટે, તરે તેહ સંસાર રે. ૨૭
શ્રોતા વક્તા સુખ પામે, પહોચે મનની આશ રે;
વિપ્ર વીરજી જે જે બોલે, ગુણ કરી પ્રકાશ રે. ૨૮

વલણ.

ગુણ કરી પ્રકાશ બળિના, કવિ વીરજી પામે સુખ રે;
ગુરુચરણે તો વાસો વસતાં, ટળી જાય સહુ દુઃખ રે. ૨૯

---

૨૧ સંવત ઇ૦—( અંકની ગણતરી ઉલટી નથી કરી તેથી ) અદ્વૈત (૧), સાતે સાગર (૭), ત્રિગુણ (૩), આકાશ (૦), અર્થાત્ સંવત્ ૧૭૩૦ ના શ્રાવણ શુદી ૧૧ ને દિવસે આ આદિમતમ ( શ્રેષ્ઠ ) ગ્રંથ પૂર્ણ કર્યો.

૨૩ મરાળ—હંસ-પરમહંસ. ૨૫ બરાનપુરના ઇ૦—બરાનપુરાના રહેવાસી માટે વડોદરામાં પણ, બરાનપુરાના મહોલ્લામાં મુકામ કર્યો હતો, એવો અર્થ છે.

# દશાવતારની

## કથા.

### વારાહાવતાર.

#### રાગ સામેરી.

ગુરૂ ગણપતિ શારદ સેવી, ગાઉં ગુણ અવિનાશ;
હરિ મારી આશા પૂરજો, ગુણનો કરૂં પ્રકાશ. ૧
ચાચર બાળી દુઃખ ઘો ટાળી, અંબે આઈ ગુણ ગાઉં;
આરાસુરમાં વસો આઈ, સમરી તને સુખી થાઉં. ૨
કવિ મોટા જે જે થયા છે, તેને કરૂં પ્રણામ;
દશાવતારની લીલા ગાઉં, ભજું રામનું નામ. ૩
અપાર ગુણ છે હરિ તમારા, પામે શંકર પાર;
વીરજી કવિ શું વર્ણવે, શુભાશુભ નહિ વિચાર. ૪
ગુરૂકૃપાથી કંઈ ભાખું, કરે સંત જો સાર;
કવિ વીરજી નામમાત્ર છે, મિથ્યા વહેતો ભાર. ૫
રસાલંકારવાળી વાણી, વર્ણવતાં સુખ થાય;
નવે રસ તો વર્ણવું, જેમ શ્રોતાનું દુઃખ જાય. ૬
પ્રથમ કથા કહું વારાહજીની, પ્રથમ ધર્યો અવતાર;
શ્રોતા વક્તા સાંભળો, જડશે આંહીથી સાર. ૭
જેમ ગારૂડી જાદુ કરીને, ધરે રૂપ અપાર;
તેમ પરબ્રહ્મ તો રૂપ ધારે, ભક્તની કરવા સાર. ૮
બ્રહ્માએ બહુ પુત્ર નિપાવ્યા, તેમાં મનુ ભગવાન;
જઈ હસ્ત જોડી ઊભા, આજ્ઞા કરો બળવાન. ૯
તમો સહુના પિતા કા'વો, તમવડે છે સર્વ;

બીજું બોલું તો ગર્વ કે'વાયે, કે'શો નથી ધર્વ. ૧૦
તેથી વિનવી એમ કહું છું, સુણો પિતાજી વાત; ૧૧
સૃષ્ટિ વાધે તેમ કરૂં હું, કરો કૃપા સાક્ષાત.
ત્યારે બ્રહ્મા મનમાં રીઝયા, ધન્ય ધન્ય તું પુત્ર; ૧૨
ત્યારે ચાલો સહુથી સારૂં, ભાઇ મારા ઘરસૂત્ર.
તેં ઇચ્છા જાણી મારી સાધુ, પ્રસન્ન કીધું મન; ૧૩
જા સ્ત્રીની સાથે સુખ ભોગવ્ય, સુખી રહેશે તન.
ત્યારે મનુ બોલ્યો સુણો પિતા, પૃથ્વી છે જળમાંય; ૧૪
એવો વસુ કહો કયે સ્થાને, સુખ ભોગવું ક્યાંય.
ત્યારે બ્રહ્મા મન અતિ દુઃખ પામ્યા, પૃથ્વી ગઇ જળ માંય; ૧૫
હવે હું તે કયી પેર પાળું, પ્રજા થઇ છે આંય.
પૃથ્વી વિણ સહુ ક્યાં વસે, એ દુઃખમાં થયા દીન; ૧૬
જોત જોતાં હર્ષ ગયો ને, થયા તે મનથી ભિન્ન.
હવે અમારે કશું કરવું, ચિંતા કરે છે એવી; ૧૭
એવે એક ત્યાં લીલા થાતી, વરણવું હું કેવી.
એકા એકે બ્રહ્માકેરા, નાકેથી નિકળિયા; ૧૮
અંગુઠાનું ટેરવું જાણે, વારાહજી તો પડિયા.
રૂપ જોઈ સહુ કોઈ આનંદ પામ્યું, આ તે શી થઇ વાત; ૧૯
નાકમાંથી ભુંડ નીકળ્યું, બ્રહ્માની તો ખ્યાત.
એવે વરાહ મોહું થાતું, પાડા જેવું ( થયું ) રૂપ; ૨૦
વળી હાથી કે પર્વત જેવું, થયું રૂપ અનુપ.
રૂપ જોઇ સહુ કોઇ કાંપિયા, આ શું કહેવાય; ૨૧
બ્રહ્મા પણ સમજ્યા નહિ, માયા જદુવર રાય.
પર્વત જેવું શરીર થાતાં, ગર્જના કરી ઘોર;

દેવ દાનવ ભડકિયા, થાયે મોટો સોર. ૨૨
ત્યારે જાણ્યું અવતાર થયો, વરાહજીનો સાર;
બ્રહ્માએ અને દેવે કીધો, એવો ત્યાં વિચાર. ૨૩
પછે સ્તુતિ ઘણી કીધી, અહો દુઃખહર દેવ;
અમો કેઇ પેર કીજિયે, તમારી તો સેવ. ૨૪
હિરણ્યાક્ષ પૃથ્વી લેઇ ગયો, તેથી પામું દુઃખ;
કશ્યપનો તે પુત્ર કાંવે, ટાળો તેનું સુખ. ૨૫
દિતિએ તો સંધ્યા સમયે, કર્યો એ ઉત્પન્ન;
એના જેવો ભાઇ છે એનો, કરો બંધે નિધન. ૨૬
ફરી ગરજ્યા વારાહ પોતે, ગયા સમુદ્રની માંય;
સાગરે તો માગ આપ્યો, સ્તુતિ કરતો ત્યાંય. ૨૭
જેમ જોગી સંસારસિંધુ, તરે ન લાગે વાર;
તેમ પ્રભુજી પામિયા, સાગરકેરી પાર. ૨૮
છેક નીચે ઊતર્યા નાથજી, ત્યાં પૃથ્વી દીઠી સાર;
દાંતે કરીને ભેરવી લીધી, લાગ્યો નહિ કંઇ ભાર. ૨૯
પોતે જળમાં બુરાડી'તી, પોતે તારી નિરધાર;
એ પૃથ્વીને તો દાનવ રાખે, જોઈ થયો તૈયાર. ૩૦
ભાથા ધનુષ્ય ને તરવાર લેઇને, આવ્યો વઢવા જાણ;
તેના તો હરિએ લીધા છે, જોતજોતામાં પ્રાણ. ૩૧
તેથી સર્વ પ્રસન્ન થયા, દેવ ગંધર્વ અપાર;
લાલરૂપે હરિ નીકળ્યા, ટાળીને ભૂભાર. ૩૨
શ્રોતા કે' કેમ રૂપ લાલ તે, વ્યાસ કરો વિસ્તાર;
* * * * * * ૩૩
( ભાઇ ) ગેરૂનો કરિ પર્વત ભેદે, થાયે છે તે લાલ;

---

૨૬ નિધન કરો—મારો. ૩૦ રાખે—રક્ષણ કરે.

તેમ દાનવ મારતાં થયા, લાલ આપ ગોપાળ. ૩૪

(એમ) લીલામાત્રે દાનવ મારી, આણી પૃથ્વી સાર;

જળ ઊપર તે મૂકી માવે, નવ લગાડી વાર. ૩૫

(એ) વારાહજીનાં ચરિત્ર ગાયાં, વીરજી કવિએ સાર;

તાપીતટ પાવન છે સુંદર, બરાનપુર અવિધાર. ૩૬

વટપુરીમાં વિદ્યા શીખ્યા, બરાનપરામાં મુકામ;

હરતાં ફરતાં નામજ લેવું, ભજવા સીતા રામ. ૩૭

ગુરૂકૃપાએ ગ્રંથ કીધો, લીલા ગાઇ ગોવિંદ;

પ્રેમ આનંદની પારખ શેની, મતિનો જો મંદ. ૩૮

વલણ.

મતિનો જો મંદ વીરજી, ગુરૂકૃપાએ કવિ થયો;

શ્રોતા વક્તા વાંચે સુણે, સંશય દુઃખ નાશી ગયો. ૩૯

## કપિલાવતાર.

### રાગ ગોડી.

શ્રીગુરૂને કરી પ્રણામ, ગાઇએ ચતુર્ભુજ નામ;

અંબે આઈને બૌચર બાળી, નાખો કષ્ટ તમે સહુ ટાળી. ૧

ગુણ ગાવા કપિલ ભગવાન, તેની આપો આઇ સાન;

સરસ્વતી થાવ પ્રસન્ન, તો તો રાજી થાયે મન. ૨

ગુણ ગહન કપિલજીકેરા, ગાય તેના છૂટે ફેરા;

તેના ગુણ ગાય વીરજી આજ, કરો કૃપા સંત મા'રાજ. ૩

---

૩૮ પ્રેમ આનંદ ઇ૦–જો હું મતિનો મંદ છું તો મને પ્રેમની અને આનંદની પરીક્ષા શાની હોય! તેમજ, મારા ગુરૂ પ્રેમાનંદની પણ પારખ શાની હોય. !

૩ ગહન–અકળિત.

કર્દમઋષિ મોટા મહંત, તેમણે તપ કીધું અનંત;
સર્વ શરીર તપથી ગાળ્યું, વીર્ય માત્ર તો તપથી બાળ્યું. ૪
તેમની ભક્તિ જોઈ ભગવાન, આવ્યા આકાશમાં બળવાન;
બેઠા ગરૂડ ઉપર તો દેવા, કરે બ્રહ્માદિક જેની સેવા. ૫
સર્વ આયુધ લીધાં પાણ, સર્વ અલંકાર લક્ષ્મી જાણ;
એવા દેવને જોઈ ઋષિ, થયા મન માંહે તે સુખી. ૬
કર્યો દંડવત પ્રણામ, જપ ચલાવ્યો લેઈ નામ;
પ્રભુ આશા પૂરો ભક્ત, આપમાં છે સર્વે જક્ત. ૭
તમે વિસરો નહિ કદી દેવ, જે કરે તમારી સેવ;
મને કૃપા કરી છે અપાર, દીધાં દર્શન દેવ મોરાર. ૮
થયો પ્રસન્ન મારો પ્રાણ, ત્યારે હરિએ કર્યાં વખાણ;
તમારા જેવો નહિ ભક્ત, થયો પ્રીતિમાં હું તો રક્ત. ૯
તમારે જે જોઈએ તે માગો, આજ મનસાને તો ત્યાગો;
ત્યારે મુનિ બોલ્યા સુણો દેવ, કરૂં તમારી હું તો સેવ. ૧૦
માગું એટલું બીજું ન કાંઈ, એટલું મનડા માંહી;
ત્યારે પ્રસન્ન થયા ભગવાન, રીઝી બોલ્યા છે બળવાન. ૧૧
ઋષિ તમારા વીર્ય પ્રતાપ, અમો કહીશું તમને બાપ;
તમારા પુત્ર થઈશું અમે, સુખ ભોગ ભોગવો તમે. ૧૨
પ્રિયવ્રત ને ઉત્તાનપાદ, મનુ કરશે તમને સાદ;
તેની પુત્રી પરણજો જોઈ, દેવહૂતી નામની સોઈ. ૧૩
તેથી થાશે રૂડું કામ, રીઝું અમો જે સુંદરશ્યામ;
એમ બોલી ગયા ભગવાન, ઋષિ આશ્રમ બેઠાં જાણ. ૧૪

---

૬ પાણ–પાણિમાં–હાથમાં. ૭ જપ ચલાવ્યો—જપ કરવા માંડયો.
૧૩ ઉત્તાનપાદ–એ નામનો રાજા. સાદ કરશે–બોલાવશે.

એવે સ્વાયંભુવમનુ તો આવ્યો, તે તો મુનિને બહુ ભાવ્યો;
થયા મુનિને રાય પ્રસન્ન, ત્યારે બોલ્યા રાય વચન. ૧૫
અમારી પુત્રી દેવહૂતી નામ, તેનું વિવાહનું કરૂં કામ;
સુણ્યું તમારા ગુણનું ગાન, તેથી ભરતા ઇચ્છે ભગવાન. ૧૬
તેનું લગ્ન કરૂં તમ સાથ, એટલું સ્વીકારો મારા નાથ;
તે તો માન્યું મનનું ગમતું, ઋષિનું મન તો હતું ભમતું. ૧૭
પરણ્યા દેવહૂતી દયાળ, તેની સાથે રમ્યા ભૂપાળ;
અલૌકિક વિમાન કરાવ્યું, તેમાં જે જોઇએ તે ભરાવ્યું. ૧૮
તેની સાથે કર્યા સુખ ભોગ, ઋષિ ઋષિપત્ની આરોગ;
એમ ભોગવ્યા ઘણા ભોગ, નવ કન્યાનો થયો જોગ. ૧૯
દશમો ગર્ભ રહ્યો ભાઇ જ્યારે, નિવૃત્તિ પામ્યા ત્યારે;
તે તો દશમો ગર્ભ જે હુતો, તેનું ગાયન કરૂં છું હું તો. ૨૦
કપિલજી દેવ હતા દયાળ, વચન પાળવા આવ્યા ભૂપાળ;
રાજી થઇ અવતરિયા દેવ, આવ્યા બ્રહ્મ તો કરવા સેવ. ૨૧
કરી સેવા તે અપરમપાર, તેથી રીઝ્યા ઘણા ભવપાર;
એમ દેવ આવ્યા સર્વત્ર, ગંધર્વ ગાન કરતાજી તત્ર. ૨૨
તે સહુને તો દેવ બનાવ્યા, પછે પિતાને બોલાવ્યા;
તેમણે દર્શન કર્યું સાક્ષાત, કરી જ્ઞાનની સારી વાત. ૨૩
પિતા કર્દમ બોલ્યા બાળ, તમે તો છો ત્રિભુવનપાળ;
ચતુર્ભુજ તમારૂં રૂપ, થયા માણસને સ્વરૂપ. ૨૪
એ તો કૃપા તમારી દેવ, કરીએ ભક્તજન તો સેવ;
હવે વિષયમાં મન નથી ગમતું, અટકાવિયે મન ભમતું. ૨૫
તેથી આપની માગી વિદાય, અમો થઇશું સંન્યાસી રાય;

---

૨૨ ભવપાર—ભવની પાર થઈ ગયેલા—મુક્ત.

આપો આજ્ઞા તો જઇએ આજ, કરજો તમારી માતાનું કાજ. ૨૬
ત્યારે બોલ્યા સ્વયં ભગવાન, જેનું પિતામાં લાગ્યું'તું ધ્યાન;
તમે આત્મા ઓળખજો પ્રીતે, તો તો છૂટશો સારી રીતે. ૨૭
મારી માનું કરી હું કામ, જઇશ સ્વધામે એટલું કામ;
બ્રહ્મવિદ્યા ગઇ છે ભાગી, તેથી અવતર્યો છું જાગી. ૨૮
એટલું કામ કરી અમો જાશું, પછે આનંદી તો થાશું;
સુણી રીઝયા કર્દમ મુન્ય, ધન્ય ધન્ય અમારાં પુણ્ય. ૨૯
તમ સરખા નથી કોઇ દેવ, હવે કરશું કોની સેવ;
તેને આત્મજ્ઞાન ગણાવ્યું, અહિંસાનું કામ ભણાવ્યું. ૩૦
ગયા પિતા લઇ સંન્યાસ, પછી માતાની પૂરી આશ;
માતાએ માયા વિષે પૂછ્યું, તેમાં તેનું મન તો રૂચ્યું. ૩૧
પૂછ્યું ધન વિષે જેમ જેમ, કહ્યું તન મનનું તો તેમ;
પૂછ્યું સંસારકેરૂં સુખ, તેમાં દેખાડી દીધું દુઃખ. ૩૨
પૂછ્યો સંત સાધુનો ભેદ, તેનો રૂડો કિયો છેદ;
એમ જે જે માતે પૂછ્યું, તેનું સાંભળી મન રૂચ્યું.. ૩૩
એવા દેવ થયા દયાળ, માતા જોઇ રીઝયો બાળ;
સુણી ઉતરી ગયાં પાર, સાંખ્યજ્ઞાનનો રહ્યો સાર. ૩૪
યોગવિદ્યાનો વિચાર, સર્વ કહ્યો પુત્ર નિરધાર;
સ્થાપી ધર્મ રીઝયા ભગવાન, કરો કપિલના ગુણગાન. ૩૫
કરી પૂરૂં સર્વે કાર્ય, પધાર્યા સાંખ્યના આચાર્ય;
એવો કપિલજીનો જન્મ, અમે ગાઇ થયા અજન્મ. ૩૬
ગુરૂકૃપાએ ગાઇ કથા, જેવી બુદ્ધિ અમારી યથા;
કવિ બન્યા તે ગુરૂ લીધે, અર્થ ગુરૂકૃપાથી સીધે. ૩૭
ગાયા કપિલજીના ગુણ, સુણે તેને થાયે પુણ્ય;
એના ગુણ છે અપરંપાર, તેના પામે કોણ તો પાર. ૩૮

ગુરૂકૃપાથી ગાયું કાંઇ, રીઝે દેવ ને બ્રાહ્મણ રાઈ;
કરો સંત કૃપા અવિધાર, દશ અવતારનો પામું પાર. ૩૯

વલણ.

દશ અવતારનો પાર પામું, કવિ વીરજી આ વાર રે;
અપાર લીલા સુણો શ્રોતા, વક્તા ગ્રહેજો સાર રે. ૪૦

## ઋષભદેવાવતાર.

### રાગ રામગ્રી.

ગણપતિને નમું ભાવે, કરૂં પ્રથમ પ્રણામ;
મહાદેવ માતાને નમી, જપું ઇશ્વિર નામ. ૧
સંત સાધુ મહંતને નમી, ગાઉં ગુણ ભગવાન;
ગુરૂકૃપાએ પૂર્ણ થાશે, ઋષભદેવ આખ્યાન. ૨
અંબામાતા પ્રસન્ન થાશે, ઔચરાનું પુણ્ય;
વીરજી કવિ વરણન કરે, ત્યાં રહે નહિ નૂન્ય. ૩
કથા કહું છું મનોહર, રસ તે માંહી રેલાય;
શ્રોતા વક્તા સાંભળે, તેનાં મન છેલાય. ૪
નાભિરાજા મહાદાતા, જેણે યજ્ઞ કર્યા અપાર;
મેરૂદેવી પત્ની તેની, તે પણ શુદ્ધ વિચાર. ૫
બ્રાહ્મણને કંઈ દાન દીધાં, તેનો રહ્યો નહિ પાર;
નાભિરાજા જેવો રાજા, થયો નહિ સંસાર. ૬
એ રાજાના યજ્ઞમાં, આવ્યા પોતે ભગવાન;
સર્વ બ્રાહ્મણે પ્રસન્ન કરીને, માગિયું વરદાન. ૭
પ્રભુ તમારા જેવો પુત્ર પામે, જો થયા પ્રસન્ન;
વિઠલજી કે' એ તો મોટું, માગ્યું છે મુનિજન. ૮

---

૪ છેલાય--રંગમાં પલળે-રેલમછેલમ થાય.

મારા જેવું કોઇ નથી, અને હોશે નહિ;
પછે પુત્ર શો પ્રકટવો, બોલો એવું સહીં. ૯
ત્યારે બ્રાહ્મણ દુઃખ પામ્યા, બોલ્યા છે ભગવાન;
બ્રાહ્મણ મારૂં મુખ છે, માટે ધરીશું કાન. ૧૦
મારા જેવો બીજો નથી, માટે અમો લઈ અવતાર;
રાજાને ઘેર આવશું, એવો કહ્યો વિચાર. ૧૧
રાજા રાણી રીઝિયાં, ધન્ય ધન્ય છે ભાગ્ય;
શ્રીહરિ સરખા પુત્ર થાશે, ફળ્યો છે છેલો જાગ. ૧૨
એમ આનંદ પામ્યાં મેરૂદેવી, નાભિરાજા તેમ;
પછે ગર્ભ રહ્યો ત્યાંહી, થયું સઘળું ક્ષેમ. ૧૩
હરિ ગર્ભમાંહી આવતાં, આનંદ ઊગ્યો જાણ;
તે જોઈ સહુ આનંદ પામ્યું, સુણી સારી વાણ. ૧૪
એવે માસ દિવસ પૂરા થયા, અવતર્યા ભગવાન;
તે દિવસથી ત્યાં આનંદ પ્રગટ્યો, અતિ ઘણો બળવાન. ૧૫
લોક જોઈ આનંદિયા, પુત્ર રૂપ રતન;
રાજા કરતા અતિ ઘણું, પુત્રનું જતન. ૧૬
એવા દેવ મોટા થયા, ત્યારે પ્રજાની થઇ પ્રીત;
રાજા શી નવ આપતા, આને રાજ્યની રીત. ૧૭
ઘણા મર્મમાં લોક બોલે, રાજા સમજે નહિ;
એવે કોઇએ મુખે કહ્યું, આ તો કરવું સહીં. ૧૮
પ્રભુનું મન જાણીને, આપ્યું પુત્રને રાજ;
મહારાજ કે' તમે પ્રજા પાળો, (અમો) મોક્ષનું કરૂં કાજ. ૧૯
પ્રધાન બ્રાહ્મણ વૃદ્ધને, સોંપ્યા પુત્ર રતન;
કરજો ભાઈ સહુ એમનું, રૂડી રીત જતન. ૨૦
એમ સોંપી પુરૂષ પત્ની, ગયાં બદરિકાશ્રમ;

ત્યાં જઇને આચર્યો, મોક્ષકેરો ધર્મ. ૨૧
હવે ઋષભદેવજી રાજ્ય કરતા, પહેલા શીખ્યા વેદ;
ગુરૂને ઘેર શીખી દેખાડ્યું, જાણ્યો સઘળો ભેદ. ૨૨
ગુરૂને તો દક્ષણા આપી, પછી બેઠા રાજ;
ત્યાં યજ્ઞકેરાં કામ કીધાં, ઋષભદેવ મહારાજ. ૨૩
સુખ પામી પ્રજા સર્વે, આનંદનો વરસાદ;
દુઃખ નહિ કાંઇ દેશમાં, કૂડો કાંઈ નહિ વાદ. ૨૪
પ્રજા જાણે આવું રાજ્ય તો, તપો વર્ષ હજાર;
આનંદ લોકને ઉદે પામ્યો, દુઃખનો નહિ ભાર. ૨૫
પછે રાજ્યમાંથી મન વાળી, કર્યા પુત્ર ઉત્પન્ન;
ઇંદ્રની કન્યા જયંતીશું, વર્યા'તા ભગવાન. ૨૬
તેથી પેહેલા ભરતજી, થયા છે ઉત્પન્ન;
પછી રાજા નીપન્યા, નવાણું બળવાન. ૨૭
તે ભરતજીનો મહિમા તેવો, જેણે ભરતખંડ વસાવ્યો;
જેના નામની કીર્ત્તિથી ભાઇ, અરિ કદી નવ ફાવ્યો. ૨૮
ઋષભજીના દેશમાં, થાયે જોઇતા મેહ;
લોક રાજી તેથકી, ઘણો ઉજેકાર ઉજેહ. ૨૯
પછી ઋષભદેવે પુત્રને, ભેળા કર્યા છે સાર;
જ્ઞાન કહ્યું સહુ તેમને, તેનો કહું વિસ્તાર. ૩૦
ભાઇ વિષય સુખ તો જાણવું, પશુ પક્ષી કરતાં;
મનુષ્ય કરતાં તેથકી, પાપ ભારા નવ ભરતાં. ૩૧
માટે ડરજો તમે સર્વે, અમો ભાખું સત્ય;
જો રૂડી કરણી રાખશો, તો રૂડી કે'વાશો મત્ય. ૩૨

---

૨૯ ઉજેકાર–ઉદયકાળ ? ઉજેહ–ઉજેસ–પ્રકાશ ( આનંદનો ). ૩૧ કરતાં–ભોગવતાં.

મનુષ્યાવતાર પામી પ્રાણી, કરે જેવાં પુણ્ય;
સારૂં ફળ તો તેજ પામે, રહે નહિ કંઈ નૂન્ય. ૩૩
મનુષ્યદેહે ઓળખે, પ્રભુ આત્મારામ;
તેનું તો ભાઇ કામ થાય છે, સિદ્ધિ પામે દામ. ૩૪
પણ દ્રવ્ય ભૂલવે એહને, જે ભૂલે હોય મૂર્ખ;
સમજે તે તો ચૂકે નહિ, તે હોય વિચારી પુર્ખ. ૩૫
તેવા વિચારી તમો થાજો, સિદ્ધ થાશે કામ;
ઉપદેશ એવો કરીને પછી, યજ્ઞ કીધા જાણ. ૩૬
એક યજ્ઞ તો સો વખત, એમ કર્યા યજ્ઞ તમામ;
તેથી કીર્ત્તિ ચાલી ચોયુગે, ગજાવ્યું છે નામ. ૩૭
સાક્ષાતને શું નામ કે'વું, એના સરવે ખેલ;
તોય જગતને તો જણાવ્યું, દીપ બળે હોય તેલ. ૩૮
એવાં ચરિત્ર અનંત કરી, પછે થયા પરમહંસ;
ભરતજીએ પછે ભાઇ, દીપાવ્યો છે વંશ. ૩૯
ઋષભદેવના પુત્ર કા'વે, તેમાં શી હોય બાકી;
એવા પુત્ર તો કદી ન જાતા, દ્રવ્યથી ભાઇ છાકી. ૪૦
શ્રોતાવક્તા સાંભળે, તે તો થાય પાવન;
ઋષભદેવનો મહિમા મોટો, જુગોજુગ ચાહન. ૪૧
ગુરુકૃપાથી કથા ગાઇ, વીરજી કવિ અજાણ;
કવિકેરી કૃપાથી કંઈ, રસ અલંકૃતિ જાણ. ૪૨
પાવન થાશે શ્રોતા વક્તા, પામે પદ નિરવાણ;
એકવાર સહુ બોલજો, જે જે શ્રીભગવાન. ૪૩

---

૩૫ પુર્ખ–પુરૂષ.

વલણ.

ભગવાન બોલો ભાવે, તરો આ સંસાર રે;
વીરજી કવિ વરણન કરે, પામો દુઃખનો પાર રે. ૪૪

## નૃસિંહાવતાર.

### રાગ કાલીંગડો.

ગુરૂને લાગી પાય, કહું કથા રે;
મારી બુદ્ધિ જેટલી હોય, બોલું જથા રે. ૧
સર્વ સંતો કરજો સા'ય, વાણી દેવા રે;
વર્ણવું પ્રલ્હાદ ભક્ત, કરી જેણે સેવા રે. ૨
નૃસિંહના ગુણ ગાઉં, જેવા જાણું રે;
કવિની પદરજ જાણ, રસને આણું રે. ૩
માર્યો હિરણ્યાક્ષ જાણ, વેર થયું ઊભું રે;
હિરણ્યકશિપુને મન, દેવ ક્યાં દુભું રે. ૪
ખોળ્યા વિષ્ણુ ન આવ્યા હાથ, તેથી દુઃખી રે;
તપ કરવાને ગયો ભૂપ, નારી મૂકી રે. ૫
તેને નારદે પાળી જાણ, ગર્ભવતી સારી રે;
ઉપદેશી ઋષિ ભગવાન, મતિ અવિચારી રે. ૬
તેનાં ઉદરમાં સંતાન, થશે તે વિષ્ણુ રે;
તેથી પામશે સારૂં સુખ, મારો જિષ્ણુ રે. ૭
તે નારી આવ્યો અસુર, પાછી આપી રે;
તેને પ્રલ્હાદ આદિક પુત્ર, થયા મતિ વ્યાપી રે. ૮
તેને ભણવા મેલ્યા જાણ, નિશાળે રાજા રે;

---

૬ ઋષિ ભગવાન—નારદ. ૭ વિષ્ણુ–વિષ્ણુરૂપી. ભક્ત—પ્રહ્લાદ. જિષ્ણુ—જયશાળી.

બીજા સારૂં શીખ્યા જાણુ, પ્રહ્લાદે મૂકી માઝા રે. ૯
કે'તા ગુરૂવર આવી જાણુ, પુત્ર છે ભક્ત રે;
રાજાએ વરતાવી છે આણુ, વશ થયું જક્ત રે. ૧૦
કોઇ વિષ્ણુનું નવ લે નામ, દાનવ પૂજે રે;
યજ્ઞ ભંગ કર્યા અપાર, બીજું ન સૂઝે રે. ૧૧
એવો વરતાવ્યો છે કાળ, તેમાં પુત્ર જ્ઞાની રે;
તેને શીખામણુ દીધી સાર, તે તો ન માની રે. ૧૨
ત્યારે કોપ્યો રાજા જાણુ, ગુરૂને તેડી રે;
એને પગની માંય, નાખો તમે બેડી રે. ૧૩
તોય મૂક્યો નહિ ભજન, માતા વારે રે;
ત્યારે બાળી દેવા પુત્ર, રાજા ધારે રે. ૧૪
પછી કીધાં કાષ્ટ તૈયાર, હુતાશન મૂક્યો રે;
બાળે અગ્નિના શા ભાર, તે તો ચૂક્યો રે. ૧૫
તેથી પામી દુઃખ, રાજા બોલ્યો રે;
એને બાંધી જાઓ સાર, ચકેલી મૂકો રે. ૧૬
તેમ દાનવે કર્યું સાર, અર્થ ન સીધ્યો રે;
ઘણે દિવસે આવ્યો બા'ર, પુત્ર ના બીધ્યો રે. ૧૭
જેને રામજી રાખણુહાર, તેને કોણુ મારે રે;
જેને રામજી મારે સાર, તેને કોણુ તારે રે. ૧૮
જ્યારે મુઓ નહિ પુત્ર, ત્યારે આણ્યા હાથી રે;
તેને દાંતે આંપ્યો સાર, નથી કોઈ સાથી રે. ૧૯
નવ માર્યો હાથીએ જાણુ, ત્યારે ઝાલ્યા સર્પ રે;
તે પણુ નવ કરડ્યા જાણુ, ગયો શકે દર્પ રે. ૨૦

---

૧૫ બાળે ઇ૦--અગ્નિના શા ભાર કે તેને બાળે? ૨૦ દર્પ--ગર્વ.

પછી પ્રલ્હાદજી બોલ્યા વાણ, સુણો રાજા રે;
અમો નવ મરૂં નિરવાણ, ભક્તિની માઝા રે. ૨૧
નવધા ભક્તિ કરૂં છું જાણ, તમો શું કરશો રે;
મારી મારી શું મારશો તાત, આપ તો મરશો રે. ૨૨
એમ મરશે સારૂં જક્ત, ભજન ન જાણ્યું રે;
તરશે હરિકેરા ભક્ત, ભજન સુખ માણ્યું રે. ૨૩
વળી મક્યો નિશાળ, ભણવાકાજે રે;
ત્યાં ઉપદેશ્યા સહુ બાળ, ભજનને કાજે રે. ૨૪
તેમને કર્યો ઉપદેશ, નારદે કીધો રે;
તેમનો તો ત્યાં સહુ અર્થ, સેહેજે સિધ્ધ્યો રે. ૨૫
તે જાણી ગુરૂએ વાત, જઇને બોલ્યા રે;
તારે પુત્રે કર્યું કુડું કાજ, એમ કહી ડોલ્યા રે. ૨૬
મારી બગાડી છે નિશાળ, હવે કેમ કીજે રે;
બોલ્યો પુત્ર તો ત્યાં સાર, હૃદયના સીજે રે. ૨૭
અલ્યા મારૂં ન માને તુંય, આજ તને મારૂં રે;
તાતો કરૂં છું થંભ, સત્ય ઉચ્ચારૂં રે. ૨૮
ત્યારે બોલ્યો પુત્ર વચન, એમ તો કરવું રે;
તમારે અમારે સાર, મોતથી મરવું રે. ૨૯
કાંઇ જ્ઞાન ગ્રહો ભૂપાળ, હરિને પૂજો રે;
તરવાનો છે એ ટેક, મારગ નહિ દૂજો રે. ૩૦
અલ્યા મૂઢ કરે ઉપદેશ, બાઝ આ થંભે રે;
નવ માની ચઢ્યો છું તુંય, આજ ઓળંભે રે. ૩૧
તાતો કર્યો છે થંભો, પ્રલ્હાદ જોતા રે;
એવે કીડીની ચાલી હાર, કોડ તો પો'ત્યા રે. ૩૨

૨૫ કીધો–કીધેલો.

જઈ દેવ કરે છે સ્તુત્ય, ઉગારો ભક્ત રે;
તમને છે વા'લા અપાર, હરિ તમ ભક્ત રે. ૩૩
હવે મારો જો તમે દેવ, હિરણ્યકશિપુ રે;
તો તો થઈએ અમે જાણ, વિના હરિ રિપુ રે. ૩૪
ત્યારે બ્રહ્માનું વરદાન, જાણી દેવા રે;
ધર્યું વ્યાઘ્ર ને સિંહનું રૂપ, નરનું એવા રે. ૩૫
પછી બઝાડ્યો દૈત્યે ત્યાંય, પ્રલ્હાદ થંભે રે;
થયા શબ્દ ગગડ્યા મેહ, ચઢી ઓળંભે રે. ૩૬
એકાએક થયા પ્રકાશ, નૃસિંહ દેવા રે;
જઈ પકડિયો દાનવ રાય, કરી સારી સેવા રે. ૩૭
કર્યું યુદ્ધ તે અપરમપાર, થયો સંધ્યાકાળ રે;
ઉમર ઉપર માર્યો જાણ, નૃસિંહ કાળ રે. ૩૮
થયો જેજે જેજેકાર, પ્રલ્હાદ પાળ્યા રે;
નૃસિંહ અવતારે જાણ્ય, દાનવ બાળ્યા રે. ૩૯
કોઈ શીખે સાંભળે ગાય, પુણ્ય તે પામે રે;
દુ:ખ દાળિદ્ર તમામ, તે તો વામે રે. ૪૦
ગુરૂકૃપાથી ગાયા ગુણ, અવતાર ચોથે રે;
કરે પાઠ થાયે પુણ્ય, વૃથા પાને પોથે રે. ૪૧

વલણ.

પાને પોથે વૃથા માને, ગાયે મુખ કરી ગુણ રે;
વીરજી કવિ એમ ઉચરે, રહે નહિ કંઈ નૂન્ય રે. ૪૨

## મોહનીરૂપાવતાર.

રાગ જીતમાન.

સાધ્વી ગુરૂજીકેરી સેવા, પામે છે મીઠા મેવા;

૩૬ ઓળંભે—હઠે—ઓળંભણ (વાવાઝોડું).

પછી પ્રલ્હાદજી બોલ્યા વાણ, સુણો રાજા રે;
અમો નવ મરૂં નિરવાણ, ભક્તિની માઝા રે. ૨૧
નવધા ભક્તિ કરૂં છું જાણ, તમો શું કરશો રે;
મારી મારી શું મારશો તાત, આપ તો મરશો રે. ૨૨
એમ મરશે સારૂં જક્ત, ભજન ન જાણ્યું રે;
તરશે હરિકેરા ભક્ત, ભજન સુખ માણ્યું રે. ૨૩
વળી મકયો નિશાળ, ભણવાકાજે રે;
ત્યાં ઉપદેશ્યા સહુ બાળ, ભજનને કાજે રે. ૨૪
તેમને કર્યો ઉપદેશ, નારદે કીધો રે;
તેમનો તો ત્યાં સહુ અર્થ, સેહેજે સિધ્યો રે. ૨૫
તે જાણી ગુરૂએ વાત, જઈને બોલ્યા રે;
તારે પુત્રે કર્યું કુડું કાજ, એમ કહી ડોલ્યા રે. ૨૬
મારી બગાડી છે નિશાળ, હવે કેમ કીજે રે;
બોલ્યો પુત્ર તો ત્યાં સાર, હૃદયના સીજે રે. ૨૭
અલ્યા મારૂં ન માને તુંય, આજ તને મારૂં રે;
તાતો કરૂં છું થંભ, સત્ય ઉચ્ચારૂં રે. ૨૮
ત્યારે બોલ્યો પુત્ર વચન, એમ તો કરવું રે;
તમારે અમારે સાર, મોતથી મરવું રે. ૨૯
કાંઈ જ્ઞાન ગ્રહો ભૂપાળ, હરિને પૂજો રે;
તરવાનો છે એ ટેક, મારગ નહિ દૂજો રે. ૩૦
અલ્યા મૂઢ કરે ઉપદેશ, બાઝ આ થંભે રે;
નવ માની ચઢયો છું તુંય, આજ ઓળંભે રે. ૩૧
તાતો કર્યો છે થંભો, પ્રલ્હાદ જોતા રે;
એવે કીડીની ચાલી હાર, કોડ તો પો'ત્યા રે. ૩૨

---

૨૫ કીધો–કીધેલો.

જઇ દેવ કરે છે સ્તુત્ય, ઉગારો ભક્ત રે;
તમને છે વા'લા અપાર, હરિ તમ ભક્ત રે. ૩૩
હવે મારો જો તમે દેવ, હિરણ્યકશિપુ રે;
તો તો થઇએ અમે જાણ, વિના હરિ રિપુ રે. ૩૪
ત્યારે બ્રહ્માનું વરદાન, જાણી દેવા રે;
ધર્યું વ્યાઘ્ર ને સિંહનું રૂપ, નરનું એવા રે. ૩૫
પછી બઝાડયો દૈત્યે ત્યાંય, પ્રલ્હાદ થંભે રે;
થયા શબ્દ ગગડયા મેહ, ચઢી ઓળંભે રે. ૩૬
એકાએક થયા પ્રકાશ, નૃસિંહ દેવા રે;
જઇ પકડિયો દાનવ રાય, કરી સારી સેવા રે. ૩૭
કર્યું યુદ્ધ તે અપરમપાર, થયો સંધ્યાકાળ રે;
ઉમર ઉપર માર્યો જાણ, નૃસિંહ કાળ રે. ૩૮
થયો જેજે જેજેકાર, પ્રલ્હાદ પાળ્યા રે;
નૃસિંહ અવતારે જાણ્ય, દાનવ બાળ્યા રે. ૩૯
કોઇ શીખે સાંભળે ગાય, પુણ્ય તે પામે રે;
દુઃખ દાળિદ્ર તમામ, તે તો વામે રે. ૪૦
ગુરૂકૃપાથી ગાયા ગુણ, અવતાર ચોથે રે;
કરે પાઠે થાયે પુણ્ય, વૃથા પાને પોથે રે. ૪૧

વલણ.

પાને પોથે વૃથા માને, ગાયે મુખ કરી ગુણ રે;
વીરજી કવિ એમ ઉચરે, રહે નહિ કંઈ નૂન્ય રે. ૪૨

## મોહનીરૂપાવતાર.

### રાગ જીતમાન.

સાધી ગુરૂજીકેરી સેવા, પામે છે મીઠા મેવા;

---

૩૬ ઓળંભે—હઠે—ઓળંભણ ( વાવાઝોડું ).

ગણપતિ મંગળ કરતા, મહાદેવજી છે ભરતા. ૧
બ્રહ્મા અને બ્રહ્માની પુત્રી, કરશે કથા મારી સૂત્રી;
તેથી આનંદ થાશે ઉદે, શ્રોતા વક્તાનું રીઝે હૃદે. ૨
ગાઉં મોહનીરૂપની કથા, બુદ્ધિમાને તો હું જથા;
સુણતાં ગાતાં થાય પાવન, તેનું સિદ્ધ થાય વચન. ૩
બોલ્યા વિષ્ણુ આણી વા'લ, દેવકેરી ટાળવા જાળ;
જો તમે સમુદ્ર મથો સાર, નીકળે ચૌદ રત્ન તો બા'ર. ૪
તેથી તમારૂં થાયે કામ, પણ બળતણું છે કામ;
તમે દૈત્યની સાથે મળો, પછી ઉદ્યોગ કરવા વળો. ૫
જો અમૃત થાશે ઉદે, તો તો મનડું થાશે મુદે;
કરો રવઇઓ મંદરાચળ, નેતરૂં વાસુકી મલ્લ. ૬
તેવતી સમુદ્ર મથો, પછી કે'વાની વાણી કથો;
એમ કહી ભગવાન જાતા, દેવ મનમાં સુખી થાતા. ૭
દેવે ઉદ્યમ કીધો જઈ, મૈત્રી દાનવથી કરી સહી;
તેને કહી પછે ખરી વાત, સમુદ્રમાં રત્ન છે વિખ્યાત. ૮
આપણ બેનો કરીશું ભાગ, વલોવીશું સાગર લાગ;
તે તો માની દૈત્યે વાત, પછે ઉદ્યમ કર્યો વિખ્યાત. ૯
કર્યો રવઇઓ મંદરાચળ, વાસુકી નેતરૂં કીધું બળ;
એક પાસે દાનવ જાણ, એક પાસે દેવ પ્રમાણ. ૧૦
એમ મથ્યો સાગર સાર, ઘણાં ઘણાં વર્ષ ત્યાં ત્યાર;
ગયો મંદરાચળ પાતાળ, તેની કચ્છપરૂપે લીધી ભાળ. ૧૧
તેથી રીઝયા દેવ ને દૈત્ય, મળ્યો કૃષ્ણ તો સારો વૈદ્ય;
એવે નીકળ્યું ઝેર અપાર, તેથી પ્રાણી મુઆ તેણીવાર. ૧૨
કરી બ્રહ્માએ સ્તુતિ સાર, મહાદેવે પીધું તેણીવાર;

૬ મલ્લ—મલ્લ સરખા વાસુકી નાગનું.

પડ્યું નીલકંઠ એવું નામ, પણ પીધું ઝેર તમામ. ૧૩
એવો ભોળો શંભુ દેવ, ઉગાર્યા દાનવ અને દેવ;
જય શંકર કરૂણા કરો, ત્રણ લોકમાં જશ વિસ્તર્યો. ૧૪
ઝેર પીધું પીછી શું થયું, તે તો જોઇશું આજે કહ્યું;
નીકળી કામદુધા તો ગાય, તે તો સપ્તઋષિઓ સાય. ૧૫
પછી ધોળો નિકળ્યો ઘોડો, જેનો કોઈ નથી જોડો;
તે તો દાનવરાજે ઇચ્છ્યો, પણ ઇંદ્રે તેને ન વાંચ્છ્યો. ૧૬
પછે ઐરાવત જે આવ્યો, તે તો સુરપતિને ભાવ્યો;
પછી કૌસ્તુભ નીકળ્યો સાર, તે તો લીધો દેવ મોરાર. ૧૭
પારિજાતક નીકળ્યું વૃક્ષ, જોઈ રાજી થયા છે દક્ષ;
તે પણ દેવતાએ લીધું, ભોજનનું કારજ સીધ્યું. ૧૮
પછે લક્ષ્મીજી નિકળ્યાં સાર, તેને માનતણો નહિ પાર;
તે તો ઇચ્છાવરને વર્યાં, તેથી કોઈનાં કારજ નવ સર્યાં. ૧૯
પામ્યા પરબ્રહ્મ ભરતાર, આગળ શું થાતું હવિ સાર;
એવે એક કન્યા નીકળી સાર, મદિરા નામ તેનું અવિધાર. ૨૦
તે તો દાનવોએ લીધી લઢી, જે વિના વીતે નહિ ઘડી;
એમ મથન કરતાં ત્યાંય, એક પુરૂષ નીકળ્યા જ્યાંય. ૨૧
મહારૂપનો અવતાર, જેની જોડી નહિ કોઇ સાર;
ઇશ્વિર અંશથી તેની ઉત્પન્ન, જોઈ હરખ્યું સહુનું મન. ૨૨
તેના હાથમાં અમૃત કળશ, જેનો ઉજળો છે જશ;
તેને જોઈ રીઝ્યા સર્વ, ગયા રૂપના હતા ગર્વ. ૨૩
જાણ્યું દૈત્યે આવ્યું પીયૂષ, તેથી મનમાં થયા ખુશ;
મારી ઝોંટી લીધું હાથે, દેવ તો રહ્યા ઠાલે સાથે. ૨૪

૨૪ પીયૂષ—અમૃત.

લઇ ગયા દાનવ સર્વ, દેવ હારી બેઠા સહુ ગર્વ;
જઇ સ્તુતિ કરી ભગવાન, ત્યારે બોલ્યા તે બળવાન. ૨૫
અમો કરશું તમારી સા'ય, તમે ડરશો નહિ સુરરાય;
એમ વદી માયા ચલાવી, દૈત્ય દાનવની મતિ ભમાવી. ૨૬
તે તો લઢતા માંહેમાંય, એવે એક અવનવું થયું ત્યાંય;
એક નારી અતિશે રૂપ, તે જોઇને મોહ્યા ભૂપ. ૨૭
માથાના કેશ છે હોળ્યા, નયનાં છે રૂડાં ઢોળ્યાં;
કર કાંકણ ને શુભ વીંટી, કરી તિલકની સારી લીંટી. ૨૮
પાયે નેપૂરનો રણકાર, કુચફળનો અતિશે ભાર;
ચાલતાં તે તો જોતી છાતી, ચાલે મદમાતી લજાતી. ૨૯
કોઇને કટાક્ષથી તે મારે, કોઇને હાવભાવમાં પાડે;
કરે નૃત્ય કદા કરે ગાન, એવું રૂપ લીધું ભગવાન. ૩૦
એ તો મોહનીરૂપ છે રામ, ભજે તેનું થાયે કામ;
ભૂલ્યા શંકર ભૂલ્યા બ્રહ્મ, જોઇ અલૌકિક તો કર્મ. ૩૧
તે તો ચાલ્યા દૈત્યની પાસે, જોઈ દૈત્ય બોલ્યા ઉજાસે;
આવ્યું અમૃત તેથી જાણ, આવી લક્ષ્મી તજી ભગવાન. ૩૨
એક કે' નહિ તે આવી સારી, એ તો બીજી છે કોક ભારી;
એવે મૂકી સહુ લઢવાડ, જઇ જોયું મોહનું ઝાડ. ૩૩
કેમ પ્રિયા તમે છો કોણ, આજ અમોએ દીઠાં ઓણ;
તમારી મરજી પડે તેને વરો, આજ મનોરથ તો ભરો. ૩૪
ત્યારે બોલી સ્ત્રી તો સાચ, રૂચે નહિ અસત્યની વાચ;
ત્યારે બોલ્યા દાનવ સાર, તમે એક કરો શુભ વાર. ૩૫
અમો બંને ભાઈ લઢિયે, તેનો કજિયો તમે જડિયે;
એ તો કજીઓ કાઢો સાર, તો તો પામો લઢાઈ પાર. ૩૬
અમારો વિશ્વાસ છે તમ ઉપર, તમે જે કરશો તે છે વર;

ત્યારે અમૃતનો લઇ કળશ, વેંચવા માંડ્યો પછી જશ. ૩૭
પાયું તેમને સહુ નીતરતું, રાહુનું મનડું માંહી સરતું;
તેને કાપી નાખ્યો ભગવાન, તે તો અમૃતે થયા બળવાન. ૩૮
એમ મોહનીરૂપથી દૈત્ય છળ્યા, કેશવ સારા સર્પને મળ્યા;
પછે યુદ્ધમાં હાર્યા દૈત્ય, જીતે કેશવ હોય નવાં વૈધ. ૩૯
એ મોહનીરૂપથી રીઝું, એના મહિમામાં હું ભીજું;
ગુરૂકૃપાથી ગાઉં ગુણ, એ તો વૃદ્ધકેરૂં પુણ્ય. ૪૦
શ્રોતા વક્તાનું મન રીજે, એ તો ગુરૂકૃપારસ ભીજે;
ગાયા મોહનીરૂપના ગુણ, મેં તો રાખી નથી કાંઈ નૂન્ય. ૪૧
ધન્ય ભાગ્ય જે કથા વાંચે, તે તો પુણ્યને જુગ જુગ સાંચે;
થાય કલ્યાણ પેઢી સાત, મોહનીરૂપ કરે વિખ્યાત. ૪૨

વલણ.

વિખ્યાત કરે મોહની રૂપને, થાય તેનું સહુ કામ રે;
કવિ વીરજી તો ઊચરે, મળે સીતા રામ રે. ૪૩

## રામાવતાર.

### રાગ ગાંધાર.

શંકરદેવની સા'યથી, ગુરૂ રામ ગુણ ગાન;
ગણપતિની પજા કરીને, સમરૂં હું ભગવાન. ૧
ગુરૂકેરી કરૂણા હોય તો, થાય ગ્રંથ પાવન;
સરસ્વતીની કૃપાંથકી, રીઝે રૂપ વામન. ૨
ભગવાનકેરા ગુણ ગાવા, શેષ હારે સાર;
તો કવિ વીરજી કેમ પામે, ગુણ ગાતાં પાર. ૩
શ્રોતાનું મન પ્રસન્ન થાયે, એવી બોલું વાણ;
રામજીના ગુણ ગાવા, કરૂં સહુને જાણ. ૪

રઘુરાજાના અજરાજા, તેના દશરથ જાણ;
તેનાથી તો રામ અવતર્યા, કશાં કરૂં વખાણ. ૫
તે રામને તો ચાર ભ્રાત, ભરત ને લક્ષ્મણ નામ;
શત્રુઘ્ન તો ચોથા ભાઈ, મોટા તેમાં છે રામ. ૬
ઇશ્વરનાં એ ચાર રૂપો, મોટા તેમાં છે રામ;
વિશ્વામિત્રનો યજ્ઞ કરાવા, ગયા સુંદરશ્યામ. ૭
પછી જાનકી વિવા' કીધો, હરાવ્યા છે ભૂપ;
ત્ર્યંબક તોડી વર્યા સીતા, મહારૂપ અનુપ. ૮
ત્યાં પરશુરામનો ગર્વ ગાળ્યો, એવા છે એ રામ;
ત્યારે હરિરૂપે વર્ત્યા ત્યાંહી, રામજી સુંદરશ્યામ. ૯
પછે અયોધ્યામાં આવિયા, ત્યાં ભોગવ્યાં છે સુખ;
પછે પિતાવચન પાળવાને, ગયા દેવનું જાણી દુઃખ. ૧૦
તેમણે જઇને પંચવટીમાં, કર્યો છે મુકામ;
ત્યાં શૂર્પણખા આવી છે જાણી, કર્યું તેનું કામ. ૧૧
નાક કાન કાપ્યાં તેણે, ખીજી ઘણી તે મૂઢ;
ભાઇ રાવણ સર્વે ભાખ્યું, જે જે હતું ગૂઢ. ૧૨
તારેકાજે નારી લેવા, ગઇ હતી મારા વીર;
ત્યાંથી મને ઉપજી છે, અતિશે આ પીડ. ૧૩
ત્યારે રાવણે મરીચિને, મોકલ્યો કરી મૃગ;
તેથી જાનકી ઠગાયાં, કરી દેવની વગ. ૧૪
તે મૃગ મારવા રામ ગયા, મારતાં થયો દૈત્ય;
રાડ સાંભળી જાનકીને, લાગી ઘણી ભીત. ૧૫

---

૯ વર્ત્યા–ઓળખ્યા (પરશુરામે). ૧૨ તેણે–તેથી કરીને. ૧૫ ભીત
––બીક.

તેથી લક્ષ્મણ પઠાવ્યા, ને ગયા રાઘવ જ્યાંય;
એવે રાવણ આવિયો, ઊભાં જાનકી ત્યાંય. ૧૬
ભિક્ષા આપવા નીસર્યાં, કે કર્યું ત્યાંહી હર્ણ;
રામ ગયા પૂઠે ભાઇ, જટાયુને આપ્યું શર્ણ. ૧૭
જઈ કબંધ ઓધારિયો, શવરી તારી સાર;
વાયુનંદન મળ્યો આવી, સુગ્રીવ પામ્યો પાર. ૧૮
પછે વાળીને મારિયો, સુગ્રીવ બેઠો રાજ;
મદ તેનો ટાળિયો પ્રભુ, સીતા શુદ્ધિ કાજ. ૧૯
ત્યાં તો સમુદ્ર ઓળંગીને, ગયા છે હનૂમાન;
લંકા બાળી આવ્યા પાછા, શુદ્ધિ લેઇ જાણ. ૨૦
પછે કવિ અપાર મેળવી, ગયા શ્રીભગવાન;
સમુદ્રને પાજ બાંધી, તરી ગયા બળવાન. ૨૧
અંગદને ત્યાં વિષ્ટિ કરવા, મોકલ્યો વિભીષણ;
રાવણનું નવ મન માન્યું, રીઝ્યું નહિ ભાઇ તન. ૨૨
પછે યુદ્ધ આરંભિયું, માર્યા રાક્ષસ સાર;
કુંભકર્ણ વિડારિયો, બળતણો જેને ભાર. ૨૩
પછે ઇંદ્રિજીત માર્યો, રાવણ માર્યો રામ;
હનૂમાને તો ઘણી કીધી, સાય સુંદરશ્યામ. ૨૪
પછે સીતા શુદ્ધ કીધાં, વળ્યા પાછા રામ;
પુષ્પવિમાને બેસી ચાલ્યા, વિભીષણનું કરી કામ. ૨૫
અયોધ્યાપુર રામ આવ્યા, આવ્યા ભરતજી ધામ;
લોક રીઝ્યા અતિ ઘણા, જોઈ સુંદરશ્યામ. ૨૬
ધોબીએ તો મેણું દીધું, તેથી કાઢી નાર;

૨૦ શુદ્ધિ—શોધ—ખબર અંતર.

સીતાને તો વનમાં મૂકી, શ્રીરામજી ભરતાર. ૨૭
ત્યાં તો બંને પુત્ર પ્રસવ્યા, રાખ્યા વાલ્મીકિ મુન્ય;
પછે યજ્ઞ કીધા રામજી, ઉદ્દ પામ્યું પુણ્ય. ૨૮
તે પુત્રે ઘોડો બાંધ્યો, જીત્યા ત્રણે કાકા;
શ્રીરામજી લઢવા આવ્યા, પડ્યા તેને ફાકા. ૨૯
પછે પુત્રે સહિત આવ્યા, પુરમાં રાજા રામ;
લોક રીઝ્યા અતિ ઘણા, થયું સહુનું કામ. ૩૦
એ અવતારે એક પત્ની, કરી રાજા રામ;
નીતિ પાળી અપાર સારી, ધન્ય ધન્ય સુંદરશ્યામ. ૩૧
દશહજાર વર્ષ રાજ્ય કરીને, ગયા છે સધામ;
સ્વદેહે સહુ સ્વર્ગ લીધા, પુરના લોક તમામ. ૩૨
એવા રામજી મહારાજા, ગુણ ગાઉં તેમના ગાજી;
શ્રોતાવક્તા વાંચી થાજો, તમે તો રાજી રાજી. ૩૩
અપાર મહિમા રાઘવજીનો, તેમાંથી ગાયું કાંઇ;
સારરૂપ તો સર્વે જાણો, રસ ઘણો છે માંહી. ૩૪
ગુરૂકૃપાથી દેવકૃપાથી, મિત્રકૃપાથી જાણ;
દેવકેરા ગુણ ગાવા, ભક્તિ થાયે જાણ. ૩૫
દશ અવતારની કથા મધ્યે, ગાયા છે હજી છોય;
સુણે ભણે ને સાંભળે, તેનાં દુઃખડાં સર્વે રોય. ૩૬
ચાતુરવેદી મોઢ બ્રાહ્મણ, બરાનપુરમાં વાસ;
વિદ્યાકેરૂં કારજ સિધ્યું, વટપુર પહોચી આશ. ૩૭
ગુરૂકેરી કૃપાથી વાધ્યું, ગરવું રૂડું જ્ઞાન;
કવિપદ તો પામિયા, પામ્યા સઘળે માન. ૩૮

---

૨૯ તેને ફાકા પડ્યા—તેમને જીતવું મુશ્કેલ પડ્યું.

માન પામ્યા પણ ન પમાડચા, એવા અમે અબુધ;
જ્યાં ત્યાં કરીને રીઝવવા છે, અમારે ગુરૂ બુધ. ૩૯

વલણ.

ગુરૂ બુધને અમો રીઝવું, સુણો શ્રોતા સાર રે;
રામજીના ગુણ ગાશો, ઉતરી જાશો પાર રે. ૪૦

## પરશુરામાવતાર.

રાગ ધનાશ્રી.

શ્રીગુરૂ ગોવિંદને પાયે લાગું જી, શુભ થાવા વાણી માગું જી;
શ્રીસરસ્વતી કરજો સાર જી, થાયે નિર્મળ મારા વિચાર જી. ૧

ઢાળ.

વિચાર નિર્મળ થાય માતા, ગાય વીરજી ગુણ;
કવિ સંત મહંત કૃપાથી, લાગે કવિતા ધૂન. ૨
અવતાર સાતમો વર્ણવું, પરશુરામનું કામ;
એકવીશવાર તો ક્ષત્રી માર્યા, પોતે પરશુરામ. ૩
તેના ગુણ હું શું ગાઉં, જે ઇશ્વિરનો અવતાર;
અંબે માતા સાર કરે તો, પામું પદ નિરધાર. ૪
ગાધિરાજા એક હવો, તેને સત્યવતી કુમાર;
ઋચિકઋષિ તે વરવા આવ્યા, થયું લગન અવિધાર. ૫
સત્યવતીએ વર મેળવિયો, પુત્ર થવાને કાજ;
ચરૂ રાખી મુનિ ગયા, સજી તપનો સાજ. ૬

---

૩૯ માન ઇ૦—અમે માન પામ્યા ખરા પણ ગુરૂએ કહેલી યોગ્યતા મેળવીને ગુરૂને અમે માન પમાડયું નહિ, અમે એવા અબુધ—મૂર્ખ છીએ. ગુરૂ—પ્રેમાનંદ. બુધ—વિદ્વાન્—જ્ઞાની.

૫ કુમાર—કુમારી. ૬ ચરૂ—ભાત. ગાધીરાજાની સ્ત્રી અને પુત્રી

એક ચરૂ તેમના માટે, બીજો સ્ત્રીને માટે;
દિકરીનો તો માયે ખાધો, માનો દિકરી સાટે. ૭
મુનિ આવ્યા એ વાત જાણી, બોલ્યા નારી સાથ;
અનર્થ થયો અતિશે મોટો, વાત રહી નહિ હાથ. ૮
નારી તારો પુત્ર તો ક્ષત્રી થાશે, તારી માનો થાશે મુનિ;
વચન સુણીને નારી ચમકી, એ તે કેવી ધૂની. ૯
મહામહાકરગરી કહ્યું, ત્યારે પૌત્ર થાશે કહ્યું;
ગાધિના વિશ્વામિત્ર થયા, જેનું બ્રહ્મબળ લહ્યું. ૧૦
પછે સત્યવતીને જમદગ્નિ, થયા મુનિ મોટા;
તેની સ્ત્રી થઈ રેણુકા, સતીમાં નહિ જોટા. ૧૧
તે રેણુકાને ચાર પુત્રો, તેમાં નાના પરશુરામ;
સાક્ષાત ઈશ્વર અવતર્યો, થયું દેવે જાણ્યું કામ. ૧૨
તેણે એકવીશવાર ક્ષત્રિય માર્યા, હૈહયકુળના જાણ;
ત્યારે પરીક્ષિતે પૂછિયું, તે કહો નિરવાણ. ૧૩
શુકદેવ કહે તમે સાંભળો, કથા કહું છું તેહ;
દત્તાત્રેય ભગવાન પાસે, ગયો હૈહય જેહ. ૧૪
નામ અર્જુન તેતણું, તેને આપ્યા હજાર હાથ;
મહાબળ પામ્યો તેજ રાજા, જીત્યો સઘળો સાથ. ૧૫
પછી એક દિવસ નહાવા કાજે, ગયો રેવા માંય;
હાથથી તો પાજ બાંધી, પાણીકેરી ત્યાંય. ૧૬
તેમાં રાવણ આવ્યો તણાતો, તે યુદ્ધ કરવા આવ્યો;
તેને બાંધી લીધો બળ કરી, અભિમાન તજાવ્યો. ૧૭

---

બન્નેને માટે ઋચિક ઋષિ ભાત રાંધીને તેને મંત્ર પ્રભાવ યુક્ત કરીને જૂદો જૂદો ભાગ કાઢીને ગયા.

૧૦ પૌત્ર થાશે–પૌત્ર ક્ષત્રિય થાશે.

એવો બળવાન રાજા આવ્યો, જમદગ્નિને ઘેર;
તેની તેના સેવકની કરી, સેવા રૂડી પેર. ૧૮
તે જોઇ રાજા રીઝ્યો આ, ગાયને લઇ જાઉં;
માહિષ્મતીમાં લઇ ગયો, જાણે સુખી થાઉં. ૧૯
એવે પરશુરામ તો ઘેર આવ્યા, જાણી સઘળી વાત;
પરશુ લઇ પોતાતણો, ગયા દેવ ત્યાં સાક્ષાત. ૨૦
પરશુરામની વાત સાંભળી, મોકલ્યું સેન તમામ;
પરશુરામે પરશુથી તે ટાળ્યું, તત્ક્ષણ નામ. ૨૧
પછી રાજા લઢવા આવ્યો, હજાર હાથનું જોર;
તેના હાથ કાપ્યા પરશુરામે, માથું કાપી કાપ્યો તોર. ૨૨
તે સુણી તેના પુત્ર હુતા, દશહજાર જે જાણ;
નાસી પેઠા સર્વે ઘરમાં, સે'વાયાં નહિ બાણ. ૨૩
પછે પરશુરામ તો લેઈ, ગયા પિતા પાસ;
વાત માંડી સર્વ કહી, પિતા થયા ઉદાસ. ૨૪
બ્રાહ્મણનો એ ધર્મ નહિ, આપણે ક્ષમા હોય;
તમો મોટું પાતક કીધું, પિતૃ ઊભા જોય. ૨૫
હવે એવું કરવું નહિ, કહી વાર્યા પરશુરામ;
પછી તીર્થ ફરીને પાપ મૂક્યું, રાજા થયા રામ. ૨૬
એક દિવસ માતા પરશુરામની, પાણી ભરતી સાર;
માનસિક વ્યભિચાર કીધો, જમદગ્નિ બોલ્યા ત્યારે. ૨૭
અલ્યા પુત્રો મારો આજ આ, વ્યભિચારણી તમ માત;

---

૧૯ ગાય—કામધેનુ. જેના પ્રભાવથી જમદગ્નિએ સહસ્રાર્જુનનું આતિથ્ય કર્યું હતું તે. માહિષ્મતી—સહસ્રાર્જુનની રાજધાની. ૨૦ પરશુ—ફરશી.

બીજાથી કાંઈ નવ થયું, તેને મારો બોલ્યા જાત. ૨૮
પરશુરામે પ્રસન્નતાથી, મારી માતા ને ભાઈ ત્રણ;
પ્રસન્ન કરી મુનિને પછી, જીવતાં કર્યાં જાણ્યા વણ. ૨૯
એવા દેવતા પરશુરામજી, પ્રભુ મોટા ભગવાન;
પછે સહસ્રાર્જુનના છોકરાએ, માર્યા ઋષિ બળવાન. ૩૦
તેથી ક્રોધી પરશુરામે, પરશુ લીધો પાણ;
એકવીશવાર તો આપી પૃથ્વી, બ્રાહ્મણને નિરવાણ. ૩૧
બ્રાહ્મણને પ્રભુ દાન આપે, જાયે પાછા ઘેર;
ક્ષત્રી આવી ખુંચી લેતા, સંભારીને વેર. ૩૨
તેને જઈ પરશુરામ મારે, એમ કર્યું વાર એકવીશ;
મહાદારૂણ કૃત્ય કરીને, પડાવી છે ચીસ. ૩૩
બાપનું પછે શ્રાદ્ધ સાર્યું, ક્ષત્રીના લોહી માંય;
રાજી થયા અતિઘણા, પછે પિતૃએ વાર્યા ત્યાંય. ૩૪
તેનું માની પરશુરામજી, ગયા તપને કાજ;
એવા પરશુરામ મોટા, યુદ્ધનો છે સાજ. ૩૫
તેમના ગુણ હું શું ગાઉં, પામું નહિ કાંઇ પાર;
અપાર લીલા દેવે કરી, લેવો માંહીથી સાર. ૩૬
ગુરૂકૃપાએ જ્ઞાન પામી, ગાવા પ્રભુના ગુણ;
બરાનપુરનાં માન પામી, રાખવી નહિ નૂન્ય. ૩૭
શ્રોતા વક્તા સાંભળે, તેનાં પ્રલ્લે થાયે પાપ;
પરશુરામનું ગાન કરતાં, મટી જાયે તાપ. ૩૮

વલણ.

તાપ મટે હરિગુણ ગાતાં, મળે પુણ્ય પ્રભાવ રે;

---

૨૮ તેને ઈ૦—જ્યારે બીજા ભાઈઓથી માતાને મારવાનું કામ ન થયું ત્યારે તેમને પણ મારો એમ જાત (જાતે-જમદગ્નિએ) કહ્યું.

મુક્તિપુરીમાં વાસો મળશે, જમનો જાશે દાવ રે. ૩૯

## કૃષ્ણાવતાર.

### રાગ વેરાડી.

ગુરૂદેવને કરી પ્રણામ, ગુણ ગાઉં સુંદરશ્યામ;
ગણપતિને ભજું ભાવે, કૃપા કરો તો મતિ આવે. ૧
એમ દેવના ગાઇ ગુણ, કથા કરવા ન રાખું નૂન્ય;
હવે કૃષ્ણદેવના ગુણ ગાવા, પાદ ભગવાનના તો સા'વા. ૨
ગુરૂદેવની કૃપા હોય, તો તો રસીલી વાણી જોય;
અંબે આદ્યની કરૂણા માગું, આવે શંકર તો તો ત્યાગું. ૩
હરિ કૃષ્ણ વિઠ્ઠલ ને કા'ન, તેનાં કરૂં હવે વખાણ;
વાસુદેવને ઘણી નાર, તેમાં દેવકી રૂપ અંબાર. ૪
તેનો કંસે કર્યો વિવાહ, સર્વ સારો કર્યો ઉજાહ;
તેમાં આકાશવાણી નડતી, તેથી દેવકી મરવા પડતી. ૫
લઇ ખડ્ગ ને મારતો ભૂપ, વસુદેવે ઉગારી અનુપ;
જે જે પુત્ર થયા તે આપું, એવું કર્યું સારૂં સાટું. ૬
વસુદેવને મૂક્યા છૂટા, રખે સાચુ પડતા જૂઠા;
એવે દેવકીને રહ્યો ગર્ભ, તેથી આવી મોટી શર્ભ. ૭
નાખ્યાં બંધીખાને બેઉ, નર નારી નામે જેઉ;
ત્યાં અવતર્યા પુત્ર છોય, તેને જીવાડ્યા છે સોય. ૮
તે તો નારદે મરાવ્યા, સાતમા બળભદ્રજી આવ્યા;
તે તો ગર્ભ ગળ્યો છે સાર, આઠમા આવ્યા દેવમોરાર. ૯
તેન ગોકુળ મૂક્યા સાર, આણ્યાં જોગમાયા અવિધાર;
તેન મારવા કંસ ધાયો, તેમાં ઘણું ઘણું વ'વાયો. ૧૦

---

૫ ઉજાહ—ઉત્સાહ અથવા પ્રકાશ. ૭ શર્ભ—પીડા (?).

પછી જાણ્યું ગોકુળ ગયા કૃષ્ણ, તેથી તાજી કરતો તૃષ્ણ;
થયો ગોકુળમાં તો ઉચ્છવ, ઘણા હર્ષનો થયો રવ. ૧૧
નંદને ઘેર જન્મ્યા પુત્ર, એનું સારૂં થયું ઘરસૂત્ર;
ગયાં માસીપૂતના નામ, તેને પૂરાં કર્યાં સુંદરશ્યામ. ૧૨
પછી અગાસુર બગાસુર સાર, ગયા દૈત્ય તે અપરમપાર;
કોઇ સમાચાર ન લાવ્યા, જે જે ગયા તે જમને ભાવ્યા. ૧૩
એમ માર્યા અસુર અપાર, કાળિનાગને નાથ્યો સાર;
કરી બાળલીલા અપાર, તેના ગુણ છે એક હજાર. ૧૪
પછે રંગે રમિયા દેવ, કરી રાસલીલાની સેવ;
ક્રમે કેશી માર્યો સાર, પામ્યા દાનવ તો સહુ પાર. ૧૫
પછે અક્રૂરને મોકલિયા, તે તો દેવને લેવા આવિયા;
તેણે દુઃખ ગોપીને દીધું, કૃષ્ણ રામનું કામ કીધું. ૧૬
લઇ ગયા મથુરામાં જાણ, જમુના સુધી ગયા ભગવાન;
અક્રૂરને પારખું દીધું, મથુરામાં ગમન કીધું. ૧૭
પહેલો ધોબી નાખ્યો મારી, પાપી કૂબડીને ઉદ્ધારી;
બીજે દિવસે હાથી મલ્લ, માર્યો કંસ જે મહામલ્લ. ૧૮
તેની નારીઓ રડતી ગઇ, આવ્યો જરાસંધ તો ધઇ;
તેને સત્તરવાર ફેરવિયો, ભણવામાં મન ભેરવિયો. ૧૯
ભણ્યા ચૌદ વિદ્યા જાણ, પછી ગયા દ્વારકા જાણ;
મથુરામાં આવ્યો કાળયવન, તેને બાળી દીધો વન. ૨૦
જરાસંધને પૂઠે પાડ્યો, દેહ પર્વતમાં સંતાડ્યો;
પછી ગયા દ્વારામતી, પ્રભુ કૃષ્ણની મોટી મતિ. ૨૧

---

૧૧ રવ--શબ્દ. ૧૮ કૂબડી--કુબજા. ૧૯ ભણવામાં ૦--પછી સાંદીપિની મુનિને ત્યાં ભણવા ગયા. ૨૦ મથુરામાં ૦--( દ્વારકામાં જતાં પેહેલાં ).

પછે કર્યાં રૂક્મિણી લગ્ન, શિશુપાળ થયોછે ભગ્ન;
રૂકમૈઓ પામ્યો દુઃખ, ત્યાં કોઈ ન પામ્યું સુખ. ૨૨
પ્રભુ પરણી લાવ્યા રાણી, તે તો જુગ બાધામાં જાણી;
થયા જાદવ છપનકોટિ, જેમની મતિ ઘણી છે મોટી. ૨૩
પાળ્યાં પાંડવકેરાં લાડ, સારથિ થઈ જાણ્યો પાડ;
એવા પ્રભુ દેવદયાળ, લેતા ભકતતણી સંભાળ. ૨૪
ધન્ય ધન્ય દેવાધિદેવ, કરે સુરીનર મુનિવર સેવ;
આખર જાદવને લઢાડ્યા, સર્વ શૂરને પાસે પાડ્યા. ૨૫
અર્જુન સરખાને લુંટાવ્યા, એવા પ્રભુજી તમે કાવ્યા;
જે અર્જુન જીત્યો દ્રોણ, તે તો લુંટાયો છે આણ. ૨૬
પાંડવને પો'ચાડ્યા નાથ, સ્વર્ગમાં લીધા સંઘાત;
પોતે ભીલથી પામ્યા ધામ, કર્યું ઉદ્ધવ વિદુરનું કામ. ૨૭
એવા કૃપાળ કૃષ્ણદેવ, જેના નામની કરીએ સેવ;
કૃષ્ણાવતારકેરી લીલા, અમે ગાતાં પડ્યા નહિ વીલા. ૨૮
મહાગહન શેષજી હારે, કિંચિત્ પામ્યો પુણ્ય પસારે;
આઠમા અવતારનાં કર્મ, ગાયા કૃષ્ણ પૂરણ પરબ્રહ્મ. ૨૯
તાપીતટ ઉપર છે વાસ, બરાનપુર નગર ઉજાસ;
ત્યાં પામી માન અપાર, વસતા કવિ વીરજી સાર. ૩૦
વટપુરમાં કરતા વાસો, બરાનપરામાં ઘરનો વાસો;
ગુણ ગાયે રીઝવવા દેવ, બીજી ધારે નહિ કંઇ સેવ. ૩૧
ગુણ અપાર હજી તો ગાવા, તેથી સર્વે દેઉં જાવા;
શ્રોતા વક્તા પૃચ્છક જન, કૃષ્ણલીલા એ પ્રસન્ન. ૩૨
ધન્ય ધન્ય કૃષ્ણ મહારાજ, ગુણ ગાતાં થાયે કાજ;

---

૨૮ વીલા ઈ૦–હવે કૃષ્ણલીલા થઇ રહી, એટલે શું ગાઇશું એવી રીતે વીલા પડ્યા નહિ, અર્થાત્ તે અપાર છે.

હરિ ગુણનો નહિ પાર, લેવો મળી આવતો સાર. ૩૩
જેમ શ્રોતાનાં મન રીઝે, તેમ વીરજી કવિ તો કીજે;
અવતારની લીલા સારી, અમે આઠમી ગાઇ ધારી. ૩૪
ભજો રામ કૃષ્ણ જો નામ, તો તો ભેટે સુંદરશ્યામ;
કૃષ્ણ દેવનો મહિમા જાણ, વાંચતામાં ઉગે ભાણ. ૩૫
સંવત સત્તર ને બેતાળી, ગુણ ગાવાની વેળ ભાળી;
અપાર મહિમા છે અતિ સાર, ગુણ ગાતાં ઉતરે પાર. ૩૬

વલણ.

ગુણ ગાતાં પાર ઉતરે, મહામનોહર રૂપ રે;
શ્રોતા વક્તા સાંભળો, મળે ત્રિભોવનભૂપ રે. ૩૭

## દત્તાત્રેયાવતાર.

રાગ ગોડી.

ગુણ ગઇએ રે, ગુરૂકૃપાથકી;
વાણી નિર્મળ રે, કરે ઠોકી ઠકી. ૧
ગણપતિ દેવા રે, કરૂં તારી સેવા;
કૃપા મોટી રે, પામું મીઠા મેવા. ૨
માતા અંબા રે, વાણી આપો સારી;
ગુણ તો ગાઉં રે, ગુરૂને સંભારી. ૩
કવિ મોટા રે, સા'ય કરો સારી;
થાય મતિ નિર્મળ રે, કૃપા હોયે તારી. ૪
લીલા ગાવા રે, હું સમરથ નથી;
થાય રસવાળી વાણી રે, કથા જ્યારે કથી. ૫
ગુરૂ દત્તાત્રેય રે, ગાવા વાણિયે;

---

૧ ઠોકીઠકી ઇ૦—ગુરૂ ઠોકીઠાકીને વાણી નિર્મળ કરે.

પાળે ગાય રે, જીવથી અતિ વા'લી;
પાળે બાળ રે, મનમાં તો મા'લી. ૧૯

પાળે કૂતરાં રે, દેવની છે માયા;
એવા ગુરૂ રે, દત્તાત્રેય જાયા. ૨૦

ગુરૂ કીધા રે, ચોવીસ તો જેણે;
સુણો ગણાવું રે, પ્રભુ પૂરા તેણે. ૨૧

પૃથ્વી તે ગુરૂ રે, દત્તાત્રેય દેવતણી;
વાયુ તે ગુરૂ રે, શોભા શી છે બણી. ૨૨

આકાશ જે મોટું રે, કોઇએ નવ દીઠું;
તે છે ભાઇ ગુરૂ રે, લાગ્યું છે મીઠું. ૨૩

પાણી કીધો ગુરૂ રે, જે સહુ કોઈ પીએ;
અગ્નિ ગુરૂ મારો રે, જેનાથી દેવ બીએ. ૨૪

ચંદ્ર છે છાનો રે, જાણે સહુ સૃષ્ટિ;
સૂર્યથી અજાણ્યું રે, કરાવે જે વૃષ્ટિ. ૨૫

પક્ષીમાં હોલો રે, તે પણ ગુરૂ મોટો;
અજગર છે ગુરૂ રે, દેહનો નહિ છોટો. ૨૬

સમુદ્ર જે ખારો રે, તે પણ ગુરૂ કીધો;
ફુદો તમે દીઠો રે, તેણે કે' અર્થ સીધ્યો. ૨૭

ભમરો છે તેવો રે, ગુણ તેનો લીધો;
હાથી ગુરૂ સારો રે, માન તેને દીધો. ૨૮

શીકાર કરે નીચો રે, તે પારધી ગુરૂ છે;
હરણ જાણો તમે રે, હવે શું અધૂરૂં છે. ૨૯

માછલું જળનું રે, તેનો ગુણ લીધો;
ગુણકા ખોટી રે, તેથી કે' અર્થ સીધ્યો. ૩૦

ટીટોડી ટીટોડો રે, ગુરૂરૂપે માને;
બાળકને તો માન્યું રે, ગુરૂ એ ભગવાને. ૩૧
કુંવારી કન્યા રે, છે ભાઈ ગુરૂ મારી;
બાણ ઘડનારે, કે' આશા પૂરી સારી. ૩૨
સર્પ પેઠે ચાલે રે, તે તો ગુરૂ દેવા;
કરોળિયાની કરતા રે, ગુરૂ ધારી સેવા. ૩૩
નરકનો કીડો રે, તે પણ છે સારો;
માને દત્ત દેવા રે, તેને તો કે' ગુરૂ મારો. ૩૪
એમ કરીને કીધો રે, ઉપદેશ લોકોને;
ખોટું નથી કાંઇ રે, તજો તમે શોકોને. ૩૫
સર્વ જગત છે ગુરૂ રે, મોટાં રાખો મનડાં;
તો તો જાવ તરી રે, સારાં થાયે તનડાં. ૩૬
ધન્ય દેવ એવા રે, બ્રહ્મનિષ્ઠ ભાવે ભજું;
સર્વ જાણે તજિયે રે, ગુરૂ દત્તાત્રેય યજું.
એવો અવતાર રે, નવમો મેં ગાયો;
ગુરૂકેરી કૃપાથી રે, શરણ તો સા'યો.
શ્રોતા સુણો રે, કથા હવે એક રહી;
પામો ભવની પારે રે, જાણ્યું નામ સહી.

વલણ.

નામ જાણ્યું નારાયણનું, કે પામ્યા છો પાર રે;
વીરજી કવિ વરણવી ભાખે, આ છે સારમાં સાર રે.

## વ્યાસાવતાર.

### રાગ રામગ્રી.

ગુરૂ કરી કૃપા જેવી, તેવી કરો હવે સાર;

એક હરિની લીલા ગાવી, ઉતરવું છે પાર. ૧
ગણપતિ દેવની કૃપા છે, સરસ્વતીની તેમ;
બ્રહ્મા શંકર ભજતાં પામ્યા, મુક્તિપુરી તો જેમ. ૨
હવે અવતારના ગુણ ગાવા, વ્યાસમુનિ ભગવાન;
કૃષ્ણદ્વૈપાયન કહે કોઇ, કોઇ કહે તપવાન. ૩
કોઇ વેદવ્યાસ કહે છે, એવાં ઘણાં છે નામ;
ઇતિહાસકાર કહે કોઈ, ભારતકેરા ભાણ. ૪
એમ નામ અનેકથી દેવ ગાતા, માણસનું શું જોર;
મહાપુરૂષ થયા પોતે, શાસ્ત્ર બળ ભરપૂર. ૫
પરાશરઋષિ એક સમે, જાય નદીની પેલી તીર;
એક માછીકેરી પુત્રી આવી, ઉતારવાને ધીર. ૬
તે જોઇ તેને પ્રસાદ આપ્યો, થયા પુત્ર ઉત્પન્ન;
કુંવારી તે તો રહી, રીઝી પોતાને મન. ૭
મછગંધા હતી નામે, તે થઇ યોજનગંધા;
અવતાર સફળ થયો તેનો, સુધર્યાં કારજ સંધાં. ૮
શંતનુ રાજાની રાણી થઇ, પુણ્ય જો જો મોટાં;
કૂડાં કર્મ ટળી ગયાં, દુઃખ ગયાં સહુ ખોટાં. ૯
હવે પુત્ર આવ્યા વ્યાસજી તે, ભગવાનનો અવતાર;
તે પુણ્યે તો માતા પામી, સુખ સારૂં સાર. ૧૦
જ્યારે વ્યાસજી જન્મીઆ, ત્યારે દેવે કીધી વૃષ્ટ;
દુંદુભિ તો ગડગડયાં, રાજી થઈ સહુ સૃષ્ટ. ૧૧
પછી પિતા પાસે રહ્યા પોતે, માનવ ધર્મને ધારી;
વિદ્યા શિખ્યા નામની, દીધા પિતા ઉદ્ધારી. ૧૨
પછે ધર્મકેરો પાયો ભાગ્યો, કરવા માંડ્યો આખો;
સર્વ મત ખંડન કરી, વેદમત તો ભાખ્યો. ૧૩

પુરાણ અઢાર પોતે રચ્યાં, તેમાં ગાયા સ્વયંના ગુણ;
અવતાર લીલા વર્ણવી, કરી વેદની ધૂન. ૧૪
એવે માતાકેરૂં કષ્ટ જાણી, ગયા હસ્તિનાપુર;
ત્યાં પુત્ર ત્રણ ઉત્પન્ન કર્યા, વેદ વ્યાસજી શૂર. ૧૫
પછે તો ઉપદેશ દીધો, પાંડવ ઉપર વા'લ;
તેમને કાજે ગુણ ગાયા, ભારતમાં ભૂપાળ. ૧૬
ભારત કીધું સવાલાખી, મહા મનોહર દેવ;
પ્રભુએ તો પૂરી પાડી, ધર્મકેરી સેવ. ૧૭
ચાર વેદથી અધિક કીધું, એવા મોટા એવ;
જે લખવાને ગણપતિ આવે, પામે મીઠા મેવ. ૧૮
ગણપતિ થાકે લખતાં, હરિ થાકે કેમ કહીએ;
ગૂઢ શ્લોક મૂક્યા ઘણા, ગણપતિ સમજ્યા નહિ કંઇએ. ૧૯
એવા અવતારે લીલા કીધી, (અમો) કવિ શું શું કહીએ;
ગુણ ગાઇને પ્રસન્ન થઇએ, રાજી રાજી રહીએ. ૨૦
વેદકેરા ખંડ કરીને, અપાર મહિમા કીધો;
કળિયુગમાં તો ધર્મ ધારી, મોટો મેવો દીધો. ૨૧
શંકરને તો પોતે મળિયા, બોધ રૂડો કીધો;
વેદધર્મ ચલાવિયો, મહિમા એમનો લીધો. ૨૨
પુરાણીનું પૂરૂં કરવા, દેવે અવતાર લીધો;
બ્રાહ્મણનું તો નામ રાખિયું, અવતાર સફળ કીધો. ૨૩

---

૧૫ માતા—સત્યવતી—શંતનુની સ્ત્રી. ૧૭ સવાલાખી—સવાલક્ષ શ્લોકનું પૂર. ૨૨ શંકરને—શંકરાચાર્યને. ૨૩ પૂરૂં કરવા—પેટ ભરવા (પુરાણની કથા કરીને).

બ્રહ્મચર્ય ખરૂં પાળ્યું, વેદ દોંયા ચાર;
વ્યાસમુનિની વાણીમાં, અતિ સારનો સાર. ૨૪
એના ગુણ શું પામર ગાયે, હારે શેષજી સાર;
હજાર જીભે પૂરૂં ન થાયે, પમાયે નહિ પાર. ૨૫
જેને ગુણ ગઈ કંઈ આપે, ગુરૂ મોટા હોય;
શિષ્યથી તો શું બને, ઊભો ઊભો જોય. ૨૬
અપાર લીલા વ્યાસની, જેણે ધર્મ જાતાં રાખ્યો;
તે તો વાણીએથી કોણ વદે, જાયે શે એ ભાખ્યો. ૨૭
ગુણ ગાતાં તો શારદ હારે, ગણપતિ હાર્યો લખતાં;
વીરજી કવિ કેટલું કે'શે, આવડે નહિ ભખતાં. ૨૮
શ્રોતા વક્તા પાવન થાશો, અવળાનું થાય સવળું;
ગર્ભવાસનો ફેરો મટશે, જન્માંતરનું રજ્યું. ૨૯
સંવત સત્તર બેતાળીશમાં, ગાયા હરિના ગુણ;
આદિમતમ આ ગ્રંથ કીધો, રાખી નહિ કંઇ નૂન્ય. ૩૦
વૈશાખ વદી પંચમીએ, પૂરણ કીધો સાર;
દશ અવતારની લીલા ગાઈ, શુદ્ધ થયા વિચાર. ૩૧
ગ્રંથ સંખ્યા સહેલ છે, કડવાં છે ભાઈ દશ;
ચારસેં પદ છે પૂરણ આમાં, થાયે પ્રભુજી વશ. ૩૨
સૂર્યપુત્રી તાપીબાઈ, તેને તટ મુકામ;
બરાનપુરામાં વસિયે ભાઈ, શંકરનું લઈ નામ. ૩૩
ચાતુરવેદી મોઢ જ્ઞાતિ, ભજીએ સુંદરશ્યામ;

---

૨૯ રજ્યું—જો પુણ્ય રજ્યું હશે તો. ૩૦ આદિમતમ—શ્રેષ્ઠ.

વટપુરીમાં વિદ્યા પામ્યા, ગુરૂકૃપા રામ નામ. ૩૪
નર નારી ગાય સાંભળે, દશ અવતારની લીલા;
શત્રુકંટક જાય સમૂળગું, રોગ થાય સહુ ઢીલા. ૩૫
કૃપા થાયે ગુરૂતણી, હરિ આપે વૈકુંઠ ધામ;
શ્રોતા વકતા જે જે કહો, હરિ પૂરે હામ. ૩૬

વલણ.

હરિ પૂરે હામ હોંસે, ગાયે સુણે જે કોઇ રે;
વિપ્ર વીરજી કવિ નામે, કથાની કહે સોઈ રે. ૩૭



બ્રહ્મચર્ય ખરૂં પાળ્યું, વેદ દો'યા ચાર;
વ્યાસમુનિની વાણીમાં, અતિ સારનો સાર. ૨૪
એના ગુણ શું પામર ગાયે, હારે શેષજી સાર;
હજાર જીભે પૂરૂં ન થાયે, પમાયે નહિ પાર. ૨૫
જેને ગુણ ગઈ કંઈ આપે, ગુરૂ મોટા હોય;
શિષ્યથી તો શું બને, ઊભા ઊભા જોય. ૨૬
અપાર લીલા વ્યાસની, જેણે ધર્મ જાતાં રાખ્યો;
તે તો વાણીએથી કોણ વદે, જાયે શીએ ભાખ્યો. ૨૭
ગુણ ગાતાં તો શારદ હારે, ગણપતિ હાર્યા લખતાં;
વીરજી કવિ કેટલું કે'શે, આવડે નહિ ભાંખતાં. ૨૮
શ્રોતા વક્તા પાવન થાશો, અવળાનું થાય સવળું;
ગર્ભવાસનો ફેરો મટશે, જન્માંતરનું રચ્યું. ૨૯
સંવત સત્તર બેતાળીશમાં, ગાયા હરિના ગુણ;
આદિમતમ આ ગ્રંથ કીધો, રાખી નહિ કંઇ નૂન્ય. ૩૦
વૈશાખ વદી પંચમીએ, પૂરણ કીધો સાર;
દશ અવતારની લીલા ગાઈ, શુદ્ધ થયા વિચાર. ૩૧
ગ્રંથ સંખ્યા સહેલ છે, કડવાં છે ભાઈ દશ;
ચારસેં પદ છે પૂરણ આમાં, થાયે પ્રભુજી વશ. ૩૨
સૂર્યપુત્રી તાપીબાઈ, તેને તટ મુકામ;
બરાનપુરમાં વસિયે ભાઈ, શંકરનું લઈ નામ. ૩૩
ચાતુરવેદી મોઢ જ્ઞાતિ, ભજીએ સુંદરશ્યામ;

---

૨૯ રચ્યું—જો પુણ્ય રચ્યું હસે તો. ૩૦ આદિમતમ—શ્રેષ્ઠ.

વટપુરીમાં વિદ્યા પામ્યા, ગુરૂકૃપા રામ નામ. ૩૪
નર નારી ગાય સાંભળે, દશ અવતારની લીલા;
શત્રુકંટક જાય સમૂળગું, રોગ થાય સહુ ઢીલા. ૩૫
કૃપા થાયે ગુરૂતણી, હરિ આપે વૈકુંઠ ધામ;
શ્રોતા વક્તા જે જે કહો, હરિ પૂરે હામ. ૩૬

વલણ.

હરિ પૂરે હામ હોંસે, ગાયે સુણે જે કોઇ રે;
વિપ્ર વીરજી કવિ નામે, કથાની કહે સોઈ રે. ૩૭

